# મહીકાંઠા એજન્સિની ભૂગોળ.

( નકશા સાથે. )

કર્ત્તા ગોવિન્દલાલ મોહનલાલ શાહ.

સાદરા ( મહીકાંઠા )

પ્રથમ આવૃત્તિ. ૧૦૦૦ પ્રત.



અમદાવાદ.

ઈ૦ સ૦ ૧૯૦૫. સંવત ૧૯૬૧.

કિંમત બે આના ત્રણ પાઈ.

# અનુક્રમણિકા.

**વિષય.** **પૃષ્ઠ.**





# મહીકાંઠા એજન્સિની ભૂગોળ.

## સામાન્ય ભૂગોળ.

**આપણી નિશાળ, ફળીયું, શહેર, તાલુકો, પરગણું અને એજન્સિ.**

**શિક્ષક:**—છોકરાઓ તમે ટેકો દઇને બેઠા છો તેને શું કહે છે ?

**છોકરાઓ:**—તેને **ભીંત** કહે છે સાહેબ.

**શિ૦**—આ ઓરડામાં એવી કેટલી ભીંતો છે ?

**છો૦**—આ ઓરડામાં એવી ચાર ભીંતો છે.

**શિ૦**—એ ચાર ભીંતો ઉપર શું કરેલું છે ?

**છો૦**—એ ચાર ભીંતો ઉપર **છાપરૂં** કરેલું છે.

**શિ૦**—ભીંતો અને છાપરાવાળા ભાગને શું કહે છે ?

**છો૦**—તેને **મકાન** કહે છે.

**શિ૦**—આપણે જે મકાનમાં બેઠા છીએ તે મકાનને શું કહીએ છીએ ?

**છો૦**—તેને **નિશાળ** કહીએ છીએ.

**શિ૦**—આપણી નિશાળના સામે શું છે ?

**છો૦**—નિશાળના સામે **ખડકી** છે સાહેબ

**શિ૦**—એ ખડકીમાં કેટલાં ઘર છે ?

**છો૦**—એ ખડકીમાં થોડાં ઘર છે.

શિ૦—થોડાં ઘર હોય અને આગળ ખડકી હોય તેને શું કહેવાય ? જ૦ નહિ આવડે તો શિક્ષકે કહેવું કે, તેને ફળીઉં કહે છે.

શિ૦—તું જે ફળીઆમાં રહે છે તે ફળીઉં અને તારૂં ઘર કયા ગામમાં આવેલાં છે.

છો:—કટોસણ ગામમાં આવેલું છે સાહેબ.

શિ૦—છોકરાઓ કહો ત્યારે ગામ કોને કહેવાય ?

છો૦—જે જગોએ નાનાં નાનાં થોડાં ઘર, અને ફળીયાં હોય તથા થોડી વસ્તી હોય તે જગોને **ગામ** કહે છે.

શિ૦—છોકરાઓ જે જગોએ ઘણાં ઘર સારાં ચૌટાં અને મોટાં બજાર હોય તથા વેપાર ધમધોકાર ચાલતો હોય, તે જગોને આપણે શું કહીએ છીએ ?

છો૦—તે જગોને આપણે **શહેર** કહીએ છીએ.

શિ૦—શહેર કોને કહે છે ?

છો૦—જે જગોએ ઘણાં ઘર, સારાં ચૌટાં અને મોટાં બજાર હોય તથા વેપાર ધમધોકાર ચાલતો હોય તે જગો-ને શહેર કહે છે.

શિ૦—તમે જે ગામમાં રહો છો તે ગામ કયા તાલુ-કામાં આવેલું છે ?

છો૦—કટોસણ તાલુકામાં આવેલું છે.

શિ૦—કટોસણ સિવાય બીજાં ગામ એ તાલુકામાં હશે કે ?

છો૦—હોવે ઘણાં એ.

શિ૦—કહો ત્યારે તાલુકો કોને કહેવાય ?

છો૦—નાનાં મોટાં ઘણાં ગામ મળવાથી જે હદ થાય તે હદને **તાલુકો** કહે છે.

**શિ૦**—નાનાં મોટાં ઘણાં ગામ મળીને જે હદ થાય તે હદને શું કહે છે.

**છો૦**—તેને તાલુકો કહે છે સાહેબ.

**શિ૦**—દેશી રાજાઓના તાલુકા અને ખાલસાનાં ગામો એકઠાં કરીને જે હદ બાંધવામાં આવે તે હદને શું કહેછે?

જ૦ નહિ આવડે તો શિક્ષકે કહેવું કે તેને **પરગણું** કહે છે.

**શિ૦**—છોકરાઓ તમારૂં ગામ, તમારો તાલુકો અને તમારૂં પરગણું એ કઇ એજન્સિમાં આવેલાં છે?

**છો૦**—એ મહીકાંઠા એજન્સિમાં આવેલાં છે. એજન્સિ વિષે શિક્ષકે કહેવું કે જે મુલકમાં ઉપરી રાજ્યના એક અમલદારની દેખરેખ નીચે દેશી રાજાઓનો મુલક આવેલો હોય તે મુલકને **એજન્સિ** કહે છે.

## બાજૂઓ.

**શિ૦**—છોકરાઓ તમારો જમણો હાથ ઉંચો કરી તેને આડો લંબાવો? જે તરફ તમારો જમણો હાથ લંબાવ્યો તે કઇ બાજૂ કહેવાય?

**છો૦**—તે **જમણી બાજૂ** કહેવાય.

**શિ૦**—તમારી જમણી બાજૂએ કયો કલાસ બેઠો છે? તમારી જમણી બાજૂએ કઇ ચીજો આવેલી છે? એ રીતે અનેક પ્રશ્નો વડે જમણી અને ડાબી બાજૂનું ભાન કરાવવું.

**શિ૦**—તમારી સામે કોણ બેઠું છે? પાછળ શું છે? માથા તરફ ઉંચે શું છે? પગ તરફ નીચે શું છે? વગેરે પ્રશ્નો વડે આગળ, પાછળ, ઉંચે અને નીચે વગેરેનું ભાન કરાવવું.

## ખૂણા.

( અહીં નકશા ભરવાની પેટીનો ઉપયોગ કરવો ).

શિ૦—છોકરાઓ આ પેટીને કેટલાં પાસાં છે ?

છો૦—૭ પાસાં છે સાહેબ.

શિ૦—આ પેટીના ઉપરના પાસાની હદ કેટલી બાજૂઓ અને કેટલા ખૂણાથી થએલી છે ?

છો૦—એ પાસાની હદ ચાર બાજૂઓ અને ચાર ખૂણાથી થએલી છે.

શિ૦—તું ચાર ખૂણા બતાવ ? અને તે ખૂણા શી રીતે થયા છે તે પણ કહે ?

છો૦—એ ખૂણા બે બાજૂઓ ભેગી થવાથી થયા છે.

શિ૦—છગન ? આ નિશાળના ઓરડામાં કેટલા ખૂણા છે ? ચીમન ? તારી સ્લેટને કેટલા ખૂણા છે ? વગેરે અનેક પ્રશ્નો વડે ખૂણાનું ભાન કરાવવું.

## લંબાઈ, પહોળાઈ અને જાડાઈ.

( આંકણી હાથમાં લેઇ આંકણી અને પેનનો મુકાબલો કરાવવો ).

શિ૦—છોકરાઓ તમારી પેન અને આ આંકણીમાં શો ફેર છે ?

છો૦—પેન કરતાં આંકણી લાંબી છે. અને પેન કરતાં આંકણી જાડી છે.

શિ૦—આ પેટીની લંબાઇ બતાવો ? આ નિશાળની અને આ આંકણીની લંબાઈ કેટલી છે તે શાથી સમજાય ?

છો૦—હાથવડે અગર પગલાં વડે ભરવાથી સમજાય.

શિક્ષકે કહેવું કે હાથ અને પગલાં વગેરેનું માપ એક સરખું ન હોવાથી ફુટમાં માપ લેવાની જરૂર છે.

શિ૦—આ આંકણી અને ફુટપટ્ટીમાં શો ફેર છે ?

છો૦—આંકણી ગોળ છે અને ફુટપટી પહોળી છે.

શિ૦—મણીલાલ ? તારી ત્રીજી ચોપડીની પહોળાઈ બતાવ ! દેવચંદ ? તારી સ્લેટની પહોળાઈ બતાવ ? માણેકલાલ ? આ નિશાળની પહોળાઇ બતાવ ? વગેરે અનેક પ્રશ્નો વડે પહોળાઇનું ભાન કરાવવું.

એ રીતે ખૂણા, લંબાઇ અને પહોળાઇનું ભાન કરાવી, જાડાઇ તથા વસ્તુઓના કદ વિષે સમજાવવું.

## દિશાઓ અને ખૂણા.

જમણી, ડાબી, આગળ, પાછળ, ઉંચે અને નીચે એ બાજૂઓ કાયમની નથી : માટે કાયમની બાજૂઓ નક્કી કરવાની જરૂર છે.

શિ૦—છોકરાઓ તમે સવારમાં જે વખત નિશાળે આવો છો તે વખતે સૂર્ય કઇ બાજૂએ ઉગેલો હોય છે ? અને તે બાજૂને આપણે કયી બાજૂ કહીએ છીએ ?

છો૦—તે બાજૂને આપણે **ઉગમણી બાજૂ** કહીએ છીએ.

શિ૦—એને ઉગમણી બાજૂ કેમ કહીએ છીએ ?

છો૦—એ બાજૂમાં સૂર્ય ઉગે છે માટે એને ઉગમણી બાજૂ કહીએ છીએ.

શિ૦—બાજૂ એટલે શું ?

છો૦—બાજૂ એટલે દિશા.

શિ૦—કહો ત્યારે ઉગમણી બાજૂ તે કયી દિશા ?

છો૦—ઉગમણી દિશા સાહેબ.

શિક્ષકે કહેવું કે ઉગમણી દિશાને ભૂગોળ વિદ્યામાં પૂર્વ દિશા કહે છે.

શિ૦—કહો ત્યારે પૂર્વ દિશા કોને કહેવાય ?

છો૦—જે દિશામાં સૂર્ય ઉગે તે દિશાને **પૂર્વ દિશા** કહેવાય.

શિ૦—આ લાકડીનો પડછાયો સૂર્યની કઇ દિશામાં છે ?

છો૦—સૂર્યની સામેની દિશામાં છે.

શિ૦—સૂર્યની સામેની દિશા તે પૂર્વ દિશાની કયી દિશામાં આવે ?

છો૦—પૂર્વ દિશાની સામેની દિશામાં આવે સાહેબ.

શિ૦—સાંજે સૂર્ય કઇ દિશામાં આથમે છે ?

છો૦—પૂર્વ દિશાની સામેની દિશામાં આથમે છે.

શિ૦—કહો ત્યારે સૂર્ય જે દિશામાં આથમે છે તેને કઇ દિશા કહેવાય.

છો૦—તેને આથમણી દિશા કહેવાય.

શિ૦—એને આથમણી દિશા કેમ કહીએ છીએ ?

છો૦—એ દિશામાં સૂર્ય આથમે છે માટે એને **આથમણી દિશા** કહીએ છીએ ?

શિક્ષકે કહેવું કે આથમણી દિશાને ભૂગોળવિદ્યામાં પશ્ચિમ દિશા કહે છે.

શિ૦—કહો ત્યારે પશ્ચિમ દિશા કોને કહે છે ?

છો૦—જે દિશામાં સૂર્ય આથમે છે તે દિશાને **પશ્ચિમ દિશા** કહે છે.

શિ૦—મણીલાલ ? પૂર્વ દિશા બતાવો ? નાથાલાલ ?

તમે પશ્ચિમ દિશા બતાવો? હવે બધા સાથે પૂર્વ દિશા બતાવો? અને પૂર્વ દિશા ભણી મોં રાખીને ઉભા રહી ડાબા હાથને આડો લંબાવો?

શિ૦—તમે જે દિશા તરફ તમારો ડાબો હાથ લંબાવ્યો તે દિશાને આપણે કઇ દિશા કહીશું? જ૦ નહિ આવડે તો શિક્ષકે કહેવું કે તે દિશાને ઉત્તર દિશા કહે છે,

શિ૦—તમારાં મોં કઇ દિશા તરફ છે?

છો૦—પૂર્વ દિશા તરફ છે.

શિ૦—પૂર્વ દિશા ભણી મોં રાખી કયો હાથ લંબાવવાથી આપણે ઉત્તર દિશા જાણી શકીએ?

છો૦—ડાબો હાથ લંબાવવાથી સાહેબ.

શિ૦—કહો ત્યારે ઉત્તર દિશા કોને કહે છે?

છો૦—પૂર્વ દિશા ભણી મોં રાખી ઉભા રહીએ તો ડાબા હાથ તરફ જે દિશા હોય તે દિશાને ઉત્તર દિશા કહે છે.

બધા છોકરાઓને એજ સ્થિતિમાં ઉભા રાખી જમણો હાથ લંબાવવા હુકમ કરવો. અને પછી પૂછવું:—

શિ૦—તમે કયો હાથ લંબાવ્યો છે?

છો૦—જમણો હાથ લંબાવ્યો છે.

શિ૦—તમે જે દિશા તરફ જમણો હાથ લંબાવ્યો છે તે દિશાને આપણે કઇ દિશા કહીશું? જ૦ નહિ આવડે તો શિક્ષકે કહેવું કે તેને દક્ષિણ દિશા કહે છે.

શિ૦—તમારાં મોં કઇ દિશા તરફ છે?

છો૦—પૂર્વ દિશા તરફ છે.

શિ૦—પૂર્વ દિશા તરફ મોં રાખી કયો હાથ લંબાવવાથી આપણે દક્ષિણ દિશા જાણી શકીએ?

**છો૦**—જમણો હાથ લંબાવવાથી જાણી શકીએ.

**શિ૦**—કહો ત્યારે દક્ષિણ દિશા કોને કહે છે ?

**છો૦**—પૂર્વ દિશા ભણી મોં રાખી ઉભા રહીએ તો જમણા હાથ તરફ જે દિશા હોય તેને **દક્ષિણ દિશા** કહે છે.

**શિ૦**—હવે બોલો ? દિશાઓ કેટલી છે ?

**છો૦**—દિશાઓ ચાર છે સાહેબ.

**શિ૦**—એ ચાર દિશાઓનાં નામ કહો ?

**છો૦**—ઉત્તર, દક્ષિણ, પૂર્વ અને પશ્ચિમ.

એ રીતે દિશાઓ સૂર્ય ઉપરથી અગર નિશાળના વરંડામાં રોપેલી લાકડી ઉપરથી શીખવવી.

**ટીપ**=—હોકાયંત્રની અણી હમેશાં ઉત્તર દિશા તરફ રહે છે, તેથી તે દરિયાની મુસાફરીમાં દિશાઓ જાણવાના કામમાં આવે છે.



## નકશાની દિશાઓ.

નકશામાં મથાળે ઉત્તર દિશા, નીચે દક્ષિણ દિશા, જમણા હાથ તરફ પૂર્વ દિશા અને ડાબા હાથ તરફ પશ્ચિમ દિશા હોય છે.

ખૂણો ક્યાં થાય છે. તે વિષે તમે આગળ શીખી ગયા છો.

**શિ૦**—તું કહે જોઇએ ખૂણો ક્યાં થાય છે ?

**છો૦**—જ્યાં એક આડી અને એક ઉભી લીટી મળે છે ત્યાં ખૂણો થાય છે.

**શિ૦**—કહો ત્યારે ઉત્તર અને પૂર્વ દિશા વચ્ચે જે

ખૂણો આવે તેને કયો ખૂણો કહે છે? જ૦ નહિ આવડે તો શિક્ષકે કહેવું કે, તેને ઇશાન ખૂણો કહે છે.

**શિ૦**—ઇશાન ખૂણો કોને કહે છે?

**છો૦**—ઉત્તર અને પૂર્વ દિશા વચ્ચે જે ખૂણો હોય તે ખૂણાને **ઇશાન ખૂણો** કહે છે.

**શિ૦**—પૂર્વ અને દક્ષિણ દિશા વચ્ચેના ખૂણાને કયો ખૂણો કહે છે? જ૦ નહિ આવડે તો શિક્ષકે કહેવું કે તેને **અગ્નિ ખૂણો** કહે છે.

**શિ૦**—દક્ષિણ અને પશ્ચિમ દિશા વચ્ચેના ખૂણાને કયો ખૂણો કહે છે? જ૦ નહિ આવડે તો શિક્ષકે કહેવું કે તેને **નૈરૃત્ય ખૂણો** કહે છે.

**શિ૦**—પશ્ચિમ અને ઉત્તર દિશા વચ્ચેના ખૂણાને કયો ખૂણો કહે છે? જ૦ નહિ આવડે તો શિક્ષકે કહેવું કે તેને **વાવ્ય ખૂણો** કહે છે.

**શિ૦**—ઇશાન ખૂણો ક્યાં હોય? અગ્નિ ખૂણો ક્યાં હોય? નૈરૃત્ય ખૂણો ક્યાં હોય? વાવ્ય ખૂણો ક્યાં હોય? વગેરે પ્રશ્નો વડે પાકું કરાવવું.

ઉપર પ્રમાણે દિશાઓ અને ખૂણા વિષે શીખવ્યા પછી સ્લેટ, ચોપડી, અને બીજા પદાર્થોની દિશાઓ જાણતાં શીખવવું. દિશાઓનું જ્ઞાન પાકું થવા માટે છોકરાઓને તેમના ઘરની, નિશાળની, અને ગામની વગેરેની દિશાઓ વિષે પૂછતા રહેવું.

શિક્ષકે ચાર ખૂણા અને ચાર દિશાઓ બતાવનારો નકશો પાટિયાપર ચીતરવો અને તે પ્રમાણે છોકરાઓ પાસે સ્લેટમાં ચીતરાવવો.




## નકશો બનાવવા વિષે.

જુઓ ? આ નિશાળનો નકશો હું પાટિયાપર ચીતરૂંછું (જેવો આકર હોય તેવા આકારનો નકશો ન ચીતરતાં જૂદાજ આકારનો ચીતરવો, એટલે લંબ ચોરસ આકાર હોયતો નકશો ચોરસ બનાવવો ) પછી પૂછવું કે આ નકશો બરાબર છે ? બરોબર છે તો શા રીતે ? અને બરોબર નથી તો શા માટે ? વગેરે પ્રશ્નો વડે ખરી હકીકત કઢાવવી, અને નકશો સુધારી લેવો, નિશાળનો અને નકશાનો મુકાબલો કરી બતાવવું કે નિશાળ આવી લાંબી, ચોખંડી કે બીજા આકારની છે અને તેવાજ આકારનો આ નકશો થયો છે. એટલું શીખવ્યા પછી છોકરાઓ પાસે એ નકશાની દિશાઓ લખાવવી. અને નિશાળમાં બારી, બારણાં હોય તે નકશામાં કાઢવા તેમને કહેવું, તેઓ બરોબર કાઢી શકશે નહિ, તેથી શિક્ષકે માપ લેવરાવી દિશા ફદ અને, અંતરના પ્રમાણમાં કઢાવી નકશો સુધરાવવો.

પ્રશ્નો વડે પાકું કરાવી છોકરાઓના મનમાં ઠસાવવું કે દિશા કદ અને અંતરના પ્રમાણમાં નકશા બનાવાય છે. પ્રમાણ સિવાય બનાવાતા નથી. એ રીતે ઘર, ફળીઉં; ગામ અને શહેર વગેરેનો નકશો બનાવતાં શીખવવું.

## વ્યાખ્યાઓ.

જે ગામ કે શહેરમાં રાજા રહે છે, તે ગામ કે શહેરને **રાજધાની** કહે છે.

જે મુલકમાં નાનાનાના કેટલાક તાલુકા અને પરગણાં આવેલાં હોય તે મુલકને **સંસ્થાન** કહે છે.

જમીનપર ઘણા ઉંચા ટેકરા હોય તેને **ડુંગર** કહે છે

ઘણા ગાઉ સુધી એક બીજાને અડીને ડુંગરા આવેલા હોય તેને **ડુંગરાનીહાર** કહે છે.

જમીનનો જે ભાગ ડુંગર કરતાં વધારે ઉંચો હોય તે ભાગને **પર્વત** કહે છે.

ઘણા ગાઉ સુધી એક બીજાને અડીને પર્વતો આવેલા હોય તેને **પર્વતોનીહાર** કહે છે.

પાણીનો જે ભાગ ચારે બાજૂએ જમીનથી વીંટાએલો હોય તે ભાગને **સરોવર કે તળાવ** કહે છે.

વરસાદના પાણીનો પ્રવાહ થોડા ગાઉ સુધી જતો હોય તેને **વહેળો કે નાળું** કહે છે.

મીઠા પાણીનો જે પ્રવાહ સરોવર કે પર્વતમાંથી નીકળી, સમુદ્રને મળે છે તેને **નદી** કહે છે.

જે જગોએથી નદી નીકળે છે તે જગોને **નદીનું મૂળ** કહે છે.

જે જગોએ નદી સમુદ્રને મળે છે, તે જગોને **નદીનું મુખ** કહે છે.

જે જગોએ નાની નદી મોટી નદીને મળે છે, તે જગોને સંગમ કહે છે.

નદીના મૂળપાસેની જમીન ઉંચી હોય છે, અને જે તરફ નદી વહે છે તે તરફની જમીન નીચી થતી જાય છે, નદીના મૂખ પાસેની જમીન ઘણી નીચી હોય છે.

નદી અને સરોવરનું પાણી મીઠું હોય છે, અને સમુદ્રનું પાણી ખારૂં હોય છે, કેટલાંક સરોવર અને ખારી જમીનમાં થઇને જનારી નદીનું પાણી ખારૂં હોય છે.



# ગામ કે શહેરની ભૂગોળ.

## સાદરાગામ અને છાવણી.

**સીમા**—ઉત્તરે વરસોડા તાલુકો, પૂર્વે ગાયકવાડ સરકારનું દહેગામ પરગણું, દક્ષિણે વાંસણા તાલુકો અને પશ્ચિમે ગાયકવાડ સરકારનો કલોલ તાલુકો.

**જમીન**—સપાટ અને રેતાળ છે.

**તળાવ—વલ્લાસર અને શેખાં.**

**નદી-સાબરમતી** એ મેવાડમાંથી ઉત્પન્ન થઈ ખંભાતના અખાતને મળે છે.

**લોક, ભાષા અને ધર્મ**—એમાં ઘણું કરીને બ્રાહ્મણ, વાણીઆ, કણબી, રજપૂત, કોળી, રબારી, ઘાંચી, મોચી, દરજી અને મુસલમાન વગેરે લોકોની વસ્તી છે. સાદરા ગામમાં ૨૧૩૨ અને છાવણીમાં ૧૬૮૩ મળીને ૩૮૧૫ માણુસની વસ્તી છે. એમાં રહેનારા લોકોની ભાષા ગુજરાતી છે. અને તેઓ ઘણું કરીને હિન્દુ, મુસલમાની અને જૈન ધર્મ માનનારા છે.

**કેળવણી અને ઉદ્યોગ**—છાવણીમાં એક છોકરાઓની

નિશાળ, એક છોકરીઓની નિશાળ ( કન્યાશાળા ) અને એક ઇંગ્રેજી નિશાળ મળીને ૩ નિશાળો સિવાય સ્કૉટકોલેજ ( તાલુકદારી સ્કૂલ ) અને એક ઉર્દુ ખાનગી સ્કૂલ છે. એમાં રહેનારા લોકોનો મુખ્ય ધંધો ખેતી અને વેપાર છે.

**મેળા**—ગામમાં સાબરમતી નદીના કિનારાપર જક્ષણી માતાનું દેવળ છે, ત્યાં દરવરસે ભાદરવા મહીનાના બીજા રવિવારે મેળો ભરાય છે.

**સડકો અને રસ્તા**—સાદરાથી ડભોડા સુધી, સાદરાથી અમદાવાદ સુધી અને સાદરાથી પ્રાંતીજ સુધી, એ ત્રણ મોટી સડકો સિવાય છાવણીમાં પાકી સડક છે.

**પોસ્ટ અને તાર**—છાવણીમાં મોટી પોસ્ટ ઓફીસ અને તેની સાથે તાર ઓફીસ છે.

**આબો હવા**— ( મહીકાંઠા એજન્સિનું સામાન્ય વર્ણન જુઓ. )

**સાર્વજનિક અને જોવાલાયક મકાનો**—છાવણીમાં મોટું દવાખાનું, તેની જોડે સ્ત્રીઓનું દવાખાનું, લાયબ્રેરી, સરકારી ધર્મશાળા, કલોકટોવર, ચબુતરો, સુધરાઇ ખાતાની ઓફીસ, મારકીટ, ભાઉ સિંધિઆની ધર્મશાળા, ફેરીસ હોલ, સાબરમતીના કિનારાપર જૂના વખતનો કોટબંધ બંગલો, જનરલ જેલ, મહીકાંઠા ગેઝેટ પ્રેસ, સુબાવાડો, મહીકાંઠા પ્રીન્ટીંગ પ્રેસ, ફુટ પોલીસ અને ઘોડા પોલીસના રીસાલા, પોલીસ ચોકી અને આસિસ્ટંટ પોલિટિકલ એજંટ સાહેબનો બંગલો.

**દેવળો**—વિઠ્ઠલનાથજીનું મંદિર, વેરાઇમાતાનું દેવળ, બહુચરાજીનું દેવળ, સ્વામીનારાયણનું મંદિર, ગોકુળનાથજીનું મંદિર, જૈન દહેરૂં અને ભાઉસિંધિઆ માહદેવ. સિવાય ગા-

મમાં રાધાવલ્લભી મંદિર, નીલકંઠ મહાદેવ, અને સાબરમતી નદીના કિનારાપર નાથબાવાની મઢી તથા અનદાતારની ટેકરીના આશ્રમો.

**દરબારી મકાનો**—છાવણીમાં ઇડર, દાંતા, પોળો, માલપુર, માણસા, ઘોડાસર, આંબલીઆરા, ખડાલ, વરસોડ, કટોસણ, અને ઇલોલ વગેરે.

**નિપજ**—બાજરી કઠોળ અને તલ.

**રાજ્ય રીત**—સાદરા ગામમાં વાસણા ઠાકોરની હકુમત છે. તેમના તરફથી બંદોબસ્ત માટે દરબારી ચોરામાં પોલીસનું થાણું અને રેવન્યુ ઉઘરાત માટે તલાટી રહે છે, તેમને મદદ કર્તા ગામનો પોલીસપટેલ છે.

છાવણીપર કુલ્લ સત્તા પોલિટિકલ એજંટ સાહેબની છે, તેના બંદોબસસ્ત માટે પોલીસ ચોકીના મકાનમાં જમાદાર અને બીજાં કેટલાંક પોલીસનાં માણસો રહે છે. સુધરાઇ ખાતા માટે અને રેવન્યુ ઉઘરાત માટે બજાર તલાટી રહે છે. છાવણીનું ઉપરીપણું નેટીવ આસિસ્ટંટ પોલિટિકલ એજંટ સાહેબને સોંપેલું છે.



## મહીકાંઠા એજન્સિ.

મહી નદીના ઉત્તરકાંઠે આવેલા મુલકને મહીકાંઠા કહેછે.

**સીમા**—ઉત્તરે શિરોહી અને મેવાડ, પૂર્વે મેવાડ અને ડુંગરપુર, દક્ષિણે અમદાવાદ અને ખેડાજીલ્લો તથા પશ્ચિમે ગાયકવાડનો મુલક.

**વિભાગો**:—આ એજન્સિમાં સંસ્થાનો અને તાલુકા મળીને પર, છે તેમાં ૧૭, રજપૂત ઠાકોરોના, ૩૧ કોળી ઠા-

કોરોના અને ૪ મોળી મુસલમાન ઠાકોરોના તાબામાં છે એનો વહીવટ કરવામાટે એનાં છ પરગણાં ઠરાવી એમ ઉપર જણાવેલાં સંસ્થાનો અને તાલુકાઓનો સમાવેશ કરેલો છે. પરગણાંની હકીકત—

૧ **નાની મારવાડ**—એમાં ઈડર, **પોળો, દાંતા** અને **માલપુર** વગેરે.

૨, **રહેવર**—એમાં **મોહનપુર, રણાસણ, રૂપાલ** અને **વડાગામ** વગેરે.

૩, **સાબરકાંઠો**—એમાં **માણસા, પેથાપુર, વરસોડા** અને **ઈલોલ** વગેરે.

૪, **વાત્રકકાંઠો**—એમાં **આંબલીઆરા, ઘોડાસર, સાઠંબા, પુનાદ્દરા** અને **ખડાલ** વગેરે.

૫, **બાવીસી**—એમાં **વાસણા, મહીસા** અને **ડભોડા** વગેરે.

૬, **કટોસણ**—એમાં **કટોસણ, જોટાણા, સાન્થલ** અને **મગુના** વગેરે.

**જમીન**—ઉત્તર અને પૂર્વ ભાગની જમીન ઘણા ભાગે ડુંગરાળી અને ઝાડોવાળી છે, સિવાય બાકીની જમીન સપાટ અને રસાળ છે.

**પર્વત કે ડુંગર—આબુ, આરાસુર** અને **અરવલી** એ પર્વતો સિવાય, ધઉવો, ગબ્બર, તારંગા, શામળાજી અને ઇડરગઢ વગેરે નાના ડુંગરો ઘણા છે.

**ખાણો**—મોહનપુર તાલુકામાં **અબરખની,** ઇડર

સ્વસ્થાનમાં **પત્થરની** અને દાંતા સંસ્થાનમાં **આરસ-પહાણની** વગેરે ખાણો છે.

**સરોવર કે તળાવ—રાણી તળાવ, રમલેશ્વર,** અને **કરમાબાઇનું** ( ઇડર સંસ્થાનમાં ) **હુડાદનું ત-ળાવ** (દાંતા સંસ્થાન). અને **મર્મ સાગર** ( મહીસામાં) વગેરે મોટાં તળાવો સિવાય નાનાં ઘણાં છે.

**મુખ્ય નદીઓ**—(૧) **સરસ્વતી**—એ શિરોહીમાંથી ઉત્પન્ન થઇ દાંતા સંસ્થાનમાં વહી સિદ્ધપુર અને પાટણ આગળ થઇ આગળ જતાં કચ્છના રણમાં સમાઇ જાય છે તેથી તે કુંવારકા કહેવાય છે. તેના પર મોટાં ગામ **સિ-દ્ધપુર, પાટણ** અને **નાગેલ** વગેરે.

(૨) **સાબરમતી**—એ મેવાડમાં ઉત્પન્ન થઇ ઉત્તર દ-ક્ષિણ વહી સાદરા અને અમદાવાદ આગળ થઇ, આગળ જતાં ખંભાતના અખાતને મળે છે. તેનાપર મોટાં ગામ—**ઉંડણી, વલાસણા, વરસોડા, સાદરા, વાસણા, પેથાપુર** અને **અમદાવાદ** વગેરે.

(૩) **હાથમતી**—એ ઉદેપુરના ડુંગરોમાંથી ઉત્પન્ન થઈ ઇડર રાજ્યમાં વહી સંઘપુર પાસે સાબરમતીને મળે છે. તેનાપર મોટાં ગામ **પાલ, ભીલોડા** અને **અમનગર** વગેરે.

(૪) **ખારી**—એ આ એજન્સિના મધ્યભાગમાંથી ઉ-ત્પન્ન થઈ પ્રાંતીજ તાલુકામાં વહી આગળ જતાં ધોળકા પાસે સાબરમતીને મળે છે. તેનાપર મોટાં ગામ. **ડભોડા** અને **અંગુથલા** વગેરે.

(૫) **મેશ્વો**—એ મેવાડમાં ઉત્પન્ન થઇ રહેવર અને બા-

વીસી જીલ્લામાં વહી આગળ જતાં વાત્રકને મળે છે. તેના-પર મોટાં ગામ. **શામળાજી, બાકરોલ, મોહનપુર, રણાસણ** અને **હરસોલી** વગેરે.

(૬) **માઝુમ**—એ ડુંગરપુરમાંથી ઉત્પન્ન થઇ ઇડર રાજ્યમાં વહી આગળ જતાં માંડવા આગળ વાત્રકને મળે છે. તે-નાપર મોટાં ગામ. **સબલપુર, વડાગામ** અને **આંબ-લીઆરા** વગેરે.

(૭) **વાત્રક**—એ ડુંગરપુરમાંથી ઉત્પન્ન થઈ માલપુર સંસ્થાનમાં વહી આગળ જતાં ધોળકા તાલુકાના વૌઠા ગામ પાસે સાબરમતીને મળે છે. તેનાપર મોટાં ગામ. **મેધરજ, માલપુર, મગોડી, પુનાદરા, ખડાલ, ઘોડાસર** અને **માંડવા** વગેરે.

**લોક, ભાષા અને ધર્મ**—આ એજન્સિના ત્રણ ભાગ કરીએ તો બે ભાગ જેટલી વસ્તી કોળી લોકની અને એક ભાગ જેટલી બ્રાહ્મણ, વાણીઆ, રજપૂત, કણબી, કારીગર અને મુસલમાન વગેરે લોકોની વસ્તી છે. એમાં **૧૭૨૪ ગામ** અને **૩૬૧૫૪૫ માણસની** વસ્તી છે. ડુંગરી ભીલ સિવાયના લોકોની ભાષા ગુજરાતી છે. અને હિન્દુ, મુસલમાની તથા જૈન એ ત્રણ ધર્મ મુખ્ય છે.

**કેળવણી અને ઉદ્યોગ:**—એમાં ૧૦૪ છોકરાઓની, ૧૪ છોડીઓની ( કન્યાશાળા ) અને ૩ ઈંગ્રેજી સ્કૂલો મળી ને **૧૨૧ નિશાળો** છે. વળી સાદરામાં સ્કૉટ કૉલેજનામે એક તાલુકદારી સ્કૂલ છે, તેમાં આ એજન્સિમાં આવેલા તાલુ-કદારોના કુંવરોને ગુજરાતી અને ઈંગ્રેજી કેળવણી આપવા માં આવે છે. ટીપ—એ સિવાય પેથાપુરમાં એક ખાનગી

ઇંગ્રેજી સ્કૂલ, બડોલી, રાયગઢ અને મુટેડી એ ગામોમાં એક એક સંસ્કૃતશાળા અને વડાલીમાં એક તથા ઇડરમાં બે મળીને ત્રણ જૈન શાળાઓ છે.

આ એજન્સિમાં રહેનારા લોકોનો મુખ્ય ધંધો **ખેતી** છે, એ સિવાય વાસણા અને પેથાપુરમાં લૂગડાં રંગવાનું કામ અને અમનગરમાં પત્થર કહાડવાનું તથા તેને સાફ કરવાનું કામ ચાલે છે. વળી અમનગરમાં વરાળયંત્રથી ક. પાસ લોઢવાનો એક સંચો છે. અને ઇડરમાં બંદુકનો દારૂ બનાવવાનું કારખાનું છે.

**મેળા—શામળાજી, શામગરા, મુધેણા, ભવનાથ.** અને **ખેડ બ્રહ્મા** (ઇડર સંસ્થાનમાં). **અંબાભવાની** ( દાંતા સંસ્થાનમાં ) **ઝાલાનો** ( મોહનપુર તાલુકામાં ). **ડભોડીઆ હનમાનનો** અને **જક્ષણી માતાનો** (બાવીશી જીલ્લામાં ). **ઉંટડીઆ** અને **કેદારેશ્વર** મહાદેવનો (વાત્રક કાંઠામાં) વગેરે.

**જાત્રાનાં ઠેકાણાં—અંબાભવાની કુંભારીઆ, તારંગા, ખેડ બ્રહ્મા,** અને **શામળાજી** વગેરે.

**સડકો અને રસ્તા**—( ૧ ) ઇડરથી અમનગર સુધી. ( ૨ ) ઇડરથી શામળાજી સુધી. ( ૩ ) ઇડરથી ખેડ બ્રહ્મા સુધી. ( ૪ ) ધનસુરાથી બાયડ થઇ કપડવંજ સુધી. ( ૫ ) તલોદથી મોડાસા સુધી. (૬) સાદરાથી પ્રાંતીજ સુધી. ( ૭ ) સાદરાથી ડભોડા સુધી. ( ૮ ) સાદરાથી અમદાવાદ સુધી. અને રખીઆલથી અમદાવાદ સુધી. સિવાય ઉંડણીથી શરૂ થઇ, એક રસ્તો ઇડર; મુડેટી અને પાલ આગળ થઇ ખેરવાડા સુધી જાય છે. અને તલોદથી શરૂ થઇ એક ર-

સ્તો મોડાસા, ટીંટોઇ અને શામળાજી આગળ થઇ ડુંગરપુર સુધી જાય છે.

**પોષ્ટ અને તાર**—સાદરા, ઇડર અને અમનગરમાં મોટી પોસ્ટ ઓફીસો છે, અને તે દરેક પોસ્ટ ઓફીસમાં તારનું કામ પણ થાય છે. વળી માણસામાં મોટી પોસ્ટ ઓફીસ છે. એ સિવાય ૩૨ નાની પોસ્ટ ઓફીસો છે. અને તે ઓફીસોનું કામ કેળવણી ખાતાના મહેતાજીઓ કરે છે.

**ટીપ**—નાની પોસ્ટ ઓફીસો વાળાં ગામ—અંબાભવાની, દાંતા, સુદાસણા, સતલાસણા, વડાલી, બડોલી, ચીત્રોડા, કુકડીઆ, ભીલોડા, ટીંટોઇ, લુસરીઆ, બાયડ, માલપુર, મોહનપુર, વડાગામ, સરડોઇ, આંબલીઆરા, ઘોડાસર, ખડાલ, હળદરવાસ નિર્માલી, વાસણા, પેથાપુર, વરસોડા, વક્તાપુર, ઇલોલ, રખીઆલ, ડભોડા, મહીસા, કટોસણ, જોટાણા અને સાન્થલ.

**રેલ્વે લાઇનો**—કટોસણ પરગણામાં મેસાણાથી વીરમગામ લાઇન અને બાવીસી જીલ્લામાં તથા ઇડર સંસ્થાનમાં અમદાવાદ પ્રાંતીજ રેલ્વે.

**રેલ્વે સ્ટેશનો—રખીઆલ, ડભોડા, અમનગર, જોટાણા અને કટોસણરોડ.**

**આબો હવા,**—ઉત્તર અને પૂર્વ તરફના ડુંગરી મુલકની હવા ભેજવાળી અને પત્થરોનાં ઝરણાના લીધે પાણી ભારે છે, એ સિવાય બાકીના ભાગનાં હવા પાણી સારાં છે. ૧, શિઆળો ( કારતકથી માહ સુધી. ) ૨, ઉન્હાળો ( ફાગણથી જેઠ સુધી. ) અને ૩, ચોમાસું ( અ-

પાડથી આસો સુધી.) એ રીતે વર્ષની ત્રણ ૠતુઓ છે. વરસાદ નૈરૂત્યકોણમાંથી જેઠ માસની અધવચમાં શરૂ થાય છે. અને આસો મહિનામાં ઉઘડી જાય છે.

**આયાત માલ**—નાળીએર, સોપારી, કરિયાણું અને પ્રતાપગઢનું કાપડ વગેરે.

**નિકાસ માલ**—ઇમારતી પત્થર, આરસપહાણ, અબરખ, હલકી જાતના અકીકનાપત્થર, અને ઇમારતી લાકડું વગેરે.

**નિપજ**—બાજરી, જુવાર, ઘઉં, મકાઇ, ચણા, ડાંગર અને કોદરા વગેરે અનાજ. તલ, સરસવ, એરંડા, તમાકુ, શેરડી અને રૂ વગેરે.

**રાજ્ય રીતિ**—આ એજન્સિની કુલ સત્તા પોલિટિકલ એજંટ સાહેબ ધરાવે છે. તેઓ સાદરામાં રહે છે, વર્ષમાં એક વાર આખી એજન્સિમાં ફરવા નીકળે છે. તેમને મદદ કરવાને એક આસિસ્ટંટ પોલિટિકલ એજંટ (યુરોપીઅન છે) એક પર્સનલ આસિસ્ટંટ પોલિટિકલ એજંટ અને એક નેટીવ આસિસ્ટંટ પોલિટિકલ એજંટ (એ દેશી) મળી ત્રણ આસિસ્ટંટો અને (ગઢવાડા, બાવીશી, સાબરકાંઠો, વાત્રકકાંઠો અને કટોસણ) પાંચ પરગણાંના પાંચ થાણદારો વગેરે છે. વળી પર્સનલ આસિસ્ટંટ પોલિટિકલ એજંટ સાહેબને જપ્તી તાલુકાઓની દેખરેખનું કામ અને નેટીવ આસિસ્ટંટ પોલિટિકલ એજંટ સાહેબને જેલ સુપ્રીન્ટેન્ડેન્ટનું, અફીણ ખાતાનું, અને ટ્રેઝરી ઓફીસરનું કામ કરવું પડે છે.

બંદોબસ્ત માટે પોલીસ ખાતું આસિસ્ટંટ પોલિટિકલ

એજંટ સાહેબના તાબામાં સોંપેલું છે, તેઓ પોલીસ સુ-પ્રીન્ટેન્ડેન્ટ કહેવાય છે, તેમને મદદ કરવાને બે પોલીસ ઇન્સ્પેકટરો અને ફોજદારો રાખેલા છે.



# પ્રકરણ ૪ થું.

## નાની મારવાડ.

જોધપુર એ મોટી મારવાડ કહેવાય છે, તેના રાજ્યકર્ત્તા-ના કુટુંબીઓએ આ મુલકમાં આવી રાજ્ય મેળવ્યું તેથી તેને **નાની મારવાડ** કહે છે.

**સીમા**—ઉત્તરે શિરોહી અને મેવાડ, પૂર્વે મેવાડ અને ડુંગરપુર, દક્ષિણે અમદાવાદ જીલ્લો, અને પશ્ચિમે ગાયક-વાડનો મુલક.

**વિભાગો—ઈડર, દાંતા, પોળો, માલપુર, મ-ગોડી, ગાબટ, હડોલ, વલાસણા, સુદાસણા, સ-તલાસણા, ભાલુસણા, ચાંડપ, ટીંબા, ઉંબરી, અને મોટા કોઠારણા.**

**જમીન**—ઉત્તર અને પૂર્વ ભાગની જમીન ડુંગરાળી અને ઝાડોવાળી છે, તેમાં માત્ર થોડોક ભાગ ખેડવાલાયક છે. બાકીના ભાગની જમીન સપાટ અને રસાળ છે.

**પર્વત કે ડુંગર—આબુ, આરાસુર, અરવલ્લી, તારંગા, શામળાજી, મહુંવો અને ગબ્બર** વગેરે.

**ખાણો—**અમનગર અને સવગઢ પાસે **પથ્થરની** અને દાંતા સંસ્થાનમાં **આરસપહાણની.**

**તળાવ**—**રાણી તળાવ, રમલેશ્વર, હુડાદ** અને ઘોડાદર વગેરે.

**નદીઓ**—**સરસ્વતી, સાબરમતી, હાથમતી, વાત્રક, મેશ્વો** અને **માજુમ** વગેરે.

**વસ્તી**—ઉત્તર અને પૂર્વ ભાગમાં ડુંગરી ભીલોની વસ્તી વધારે છે. બાકીના મુલકમાં બ્રાહ્મણ, વાણીઆ, રજપૂત, કણબી, કોળી અને મુસલમાન લોકોની વસ્તી છે. એમાં **૧૩૦૪ ગામ** અને **૨૧૯૮૧૫ માણસની** વસ્તી છે.

**કેળવણી**—૫૦ છોકરાઓની અને ૭ છોડીઓની મળીને **૫૭ નિશાળો** છે.

**મેળા**—**શામળાજી, ખેડબ્રહ્મા, જાદર, ભવનાથ, અંબાજી** અને કણાદર વગેરે.

**જાત્રાનાં ઠેકાણાં**—**અંબાજી, શામળાજી,** અને **તારંગા.**

તારંગા એ દાંતાની દક્ષિણે ૧૪ ગાઉ દૂર આવેલું છે, તેમાં જૈન લોકોનાં દહેરાં છે, એમાંનું શ્રી **અજીતનાથ**નું દહેરૂં વિશાળ અને જોવા લાયક છે.

**પોસ્ટ**—ઇડર અને **અમનગર** એમાં મોટી પોસ્ટ-ઓફીસો છે, અને તે ઓફીસોમાં **તારનું કામ** પણ થાય છે.

એ સિવાય દાંતા, માલપુર, અંબાભવાની, સતલાસણા, વડાલી, બડોલી, કુકડીઆ, ચીત્રોડા, ભીલોડા, ટીંટોઈ, લુસરીઆ, અને બાયડ એ ગામોમાં નાની પોસ્ટ ઓફીસો છે.

**રેલ્વે સ્ટેશન**—**અમનગર.**

**નિકાસ માલ**—ઇમારતી લાકડું, આરસપહાણ અને પત્થર.

**મુખ્ય નિપજ**—ઘઉં, મકાઇ, ડાંગર, અને ચણા વગેરે અનાજ. તલ, કોળા, સરસવ અને શેરડી.



## ૧ ઇડર સંસ્થાન.

અહીંના રાજ્યકર્ત્તા રાઠોડ જાતના સૂર્યવંશી રજપૂત છે અને તેઓ મહારાજા કહેવાય છે હાલના મહારાજાધિરાજા મેજર જનરલ સર **પ્રતાપસિંહજી** છે.

**સીમા**—ઉત્તરે શિરોહી અને મેવાડ, પૂર્વે મેવાડ અને ડુંગરપુર, દક્ષિણે અને પશ્ચિમે અમદાવાદ જીલ્લો તથા ગાયકવાડનો મુલક.

**વિભાગ**—(૧) ઇડરરાજ્યનો **ખાલસા મુલક**, (૨) તેમના **ભાયાતોનો મુલક**, (૩) **સરદાર પટાવતોનો મુલક** અને (૪) **ભોમિયા જાગીર દારોનો મુલક.**

આખા સંસ્થાનનો વહિવટ કરવા માટે એનાં **સાત પરગણાં** ઠરાવ્યાં છે તેની હકીકત—

(૧) **અમનગર**—એમાં **ઘોરવાડા, ખેડ** અને **ચાં-દરણી** વગેરે

(૨) **ઇડર**—એમાં **ઓડા, જાદર** અને **ચોરીવાડ** પટ્ટાનો સમાવેશ થાય છે.

(૩) **ખેડ બ્રહ્મા**—એવાં **વડાલી, ઘનાલ** અને **પો-શીના પટ્ટાનો** સમાવેશ થાય છે.

(૪) **ભીલોડા**—એમાં **શામળાજી** અને **ઇસરી પ-ટ્ટાનો** તથા **ટીંટાઇ તાલુકાનો** સમાવેશ થાય છે.

( ૫ ) **મેઘરજ**—એમાં **મેઘરજ પટ્ટાનો** સમાવેશ થાય છે.

(૬) **શાયગઢ**—એમાં **સાબળી પક્ષાનો** સમાવેશ થાય છે.

(૭) **બાયડ**—એમાં **મહીયલ** અને **સબલપુર** **પક્ષાનો** સમાવેશ થાય છે.

**પર્વત કે ડુંગર**—ઉત્તર ભાગમાં **અરવલી,** પૂર્વ ભાગમાં **વિંધ્યા,** અને શામળાજી પાસે **શામળાજીનો પર્વત** સિવાય ઇડર અને પોળોની સરહદ ઉપર **ઘઉંવો,** ઇડરની આસપાસ **ઇડરગઢ,** અને ભેટાળીપાસે **ભેટાળીનો ડુંગર** ( ભેટાળીની ઘાંટી )

**ખાણો**—અમનગર અને સવઘઢ પાસે પત્થરની ખાણો છે. અને તે પત્થર ઘર બાંધવાના કામમાં આવે છે. વળી ભેટાળી પાસે એક જાતનો પત્થર નીકળે છે, તેનો ચૂનો બને છે, અને તે ચૂનો સાગોળના કામમાં વપરાય છે.

**તળાવ**—**રાણી તળાવ, રમલેશ્વર** ( તલઇડરમાં ) **અંબાસર** અને **જુમસર** ( ભીલોડા પરગણામાં ) **કરમાબાઇનું તળાવ** ( શામલાજીમાં ). અને **વસેશ્વર** ( આકરૂંદમાં ) સિવાય ઇડર, સાબળી, ઘાટડા ( મુટેડીની હદમાં ) અને ચોરીવાડ એમાં પત્થરથી બાંધેલા મોટા કુંડ છે. સાબળીનો કુંડ જોવા લાયક છે.

**નદીઓ**—૧, **સાબરમતી** તેનાપર **ખેરોજ, દેલવાડા** અને **ઉંડણી** ૨, **હાથમતી** તેનાપર **ભીલોડા** અને **અમનગર** ૩, **વાત્રક** તેનાપર **મેઘરજ** અને **ગાબટ** ૪, **મેશ્વો** તેનાપર **શામળાજી** ૫, **માઝુમ** તેનાપર **સબલપુર** અને **આકરૂંદ** સિવાય ૬, **હરણાવ** તેનાપર **ખેડ બ્રહ્મા** ૭, **વાકળ** તેનાપર **કોટડા** (છાવણી)

૮, <u>ઘઉં વાવું તેનાપર બડોલી, કુકડીઆ અને સાબળી વગેરે.</u>

**નહેર**—અમનગર પાસે **હાથમતીની નહેર** ખોદેલી છે, તે આગળ જતાં ખારી નદીને મળે છે.

**વહેળા**—ઇડરમાંથી ડેભોલ નામે વહેળો નીકળે છે, તે આગળ જતાં સાબરમતીને મળે છે. આકરૂંદ પાસેથી ભરાડી નામે વહેળો નીકળેછે, તે આગળ જતાં માજુમને મળે છે.

**વસ્તી**—એમાં **૮૮૪ ગામ** અને **૧૯૮૫૫૭ માણુસ** ની વસ્તી છે.

**કેળવણી**—એમાં ૪૨ છોકરાઓની, ૬ છોડીઓની, અને ૧ ઇંગ્રેજી સ્કૂલ મળીને **૪૯ નિશાળો** છે.

**મોટાં ગામ**—ઇડર એ રાજધાનીનું શહેર હતું, તેને ફરતો મજબુત કિલ્લો છે, તે કિલ્લાની નજીક ઇડરગઢ નામે ડુંગર શહેરની ત્રણ બાજૂએ વીંટાયલો છે, માત્ર દક્ષિણ તરફ અમનગર જવાનો રસ્તો છે. આ શહેરમાં જૂના અને નવા બજાર વચ્ચે ત્રિપોળીઓ નામે પત્થરથી બાંધેલો સુંદર દરવાજો છે, તે દરવાજા ઉપર મોટું ઘડીઆળ (વાગતુ) ગોઠવેલું છે. એ ઘડીઆળની રચના એવી છે કે, જોનારને તે ચારે દિશા તરફથી જોઇ શકાય છે. રૈયતના સુખ માટે એમાં છોકરાઓની નિશાળ, કન્યાશાળા, ઈંગ્રેજી સ્કૂલ, કેશરિ બોર્ડીંગ, દવાખાનું, પોસ્ટ ઓફીસ, તાર ઓફીસ, મામલતદારની કચેરી અને ચાર રામદવારા છે. એમાં ૭૦૮૫ માણસની વસ્તી છે. જાણવાલાયક—ઇડરગઢના ડુંગરનાં બે શીખર છે, તે દરેક શીખરપર એક એક મકાન છે, જમણી બાજૂના

શીખરપરનું મકાન ઘૂમટના આકારનું છે તેને રૂઠીરાણીનું માળીઉં ( શોકાતુર રાણીનો મહેલ ) કહે છે. ડાબી બાજૂના શીખરપરના મકાનને રણમલની ચોકી ( ઇડરના જૂના રાવ રણમલનું રક્ષણ સ્થાન ) કહે છે. જોવા લાયક મકાનો—ઇડરગઢ ઉપર મોટા બંગલો, સુંદર બગીચો, કુંડ, વજ્ર માતાનું દેવળ, જૈનોનાં બે મોટાં દહેરાં, ડુંગરની તળેટીમાં પત્થર કોતરી કરેલાં ખોખાનાથ મહાદેવ, અને ચંદન ગુફા સિવાય શહેરમાં વાદળ મહેલ, જુવાન વિલાસ મહેલ, જનાનાના મહેલ, સ્વામીનારાયણનું મંદિર, મહામંદિર, અમનગર જવાના રસ્તાપર નાવલાવાડી નામે જગામાં સુંદર બગીચો અને બંગલો. **અમનગર** ઇડરની દક્ષિણે ૧૨ ગાઉ દૂર હાથમતી નદીના કિનારાપર હાલની રાજધાનીનું કોટબંધ ( પત્થરનાં ) શહેર છે. રૈયતના સુખ માટે એમાં છોકરાઓની નિશાળ, કન્યાશાળા, દવાખાનું, પોસ્ટ ઓફીસ, તારઓફીસ, લાયબ્રેરી, છાપખાનું, સુધરાઈ ખાતું અને રાજ્યની કચેરીઓ છે. આ શહેરનો કિલ્લો ગુજરાતના અમહદશાહ બાદશાહે ઇ. સ. ૧૪૨૭માં બંધાવ્યો છે, એ કિલ્લામાં જે જગોએ મોહીના રાણીના મહેલ હતા તે જગોએ હાલના મહારાજાધીરાજા મેજર જનરલ સરપ્રતાપસિંહજીએ નવો બંધાવેલો સુંદર રાજમહેલ જોવા લાયક છે. એમાં ૩૨૦૦ માણસની વસ્તી છે. **વડાલી** એ ઇડરથી ઉત્તર દિશામાં પાંચ ગાઉ ઉપર મોટો કસ્બો છે, એમાં છોકરાઓની નિશાળ, કન્યાશાળા, પોસ્ટ ઓફીસ અને મામલતદારની કચેરી છે. એમાં ૪૬૧૧ માણસની વસ્તી છે. **ભીલોડા** એ ઇડરથી નૈરૂત્યમાં ૧૨

ગાઉ દુર આવેલું છે, એમાં જૈન લોકોનું **શ્રીચંદ્રપ્રભુજી**નું દહેરૂં અને તેની નજીક ભૂલવણી નામે મિનારો છે. રૈયતના સુખ માટે છોકરાઓની નિશાળ, દવાખાનું, પોસ્ટ ઓફીસ, ધર્મશાળા અને મામલતદારની કચેરી છે. એમાં ૧૪૬૫ માણુસની વસ્તી છે. **મેઘરજ.** એમાં છોકરાઓની નિશાળ, દવાખાનું, અને મામલતદારની કચેરી છે. એમાં ૧૩૦૪ માણુસની વસ્તી છે. **બાયડ** એ કસ્બો છે. એમાં છોકરાઓની નિશાળ, કન્યાશાળા, પોસ્ટ ઓફીસ, દવાખાનું, ધર્મશાળા અને મામલતદારની કચેરી છે. એમાં ૧૮૫૩ માણુસની વસ્તી છે. **રાયગઢ** એમાં છોકરાઓની નિશાળ, દવાખાનું, ધર્મશાળા, સંસ્કૃત શાળા, અને મામલતદારની કચેરી છે. એમાં ૭૭૮ માણુસની વસ્તી છે. એ સિવાય ખેડબ્રહ્મા, બડોલી, કુકડીઆ, મુડેટી, ઉંડણી, સુવર હડીઓલ, ગઢોડા, ચોઇલા, ગાબટ, પાલ, અને ઇસરી વગેરે.

**મેળા—શામળાજી** એમાં ગદાધર (શ્રીકૃષ્ણ) નું મોટું દેવળ છે, ત્યાં દરવરસે કાર્તકી પૂનમે મોટા મેળો ભરાય છે. **ખેડ બ્રહ્મા** એમાં બ્રહ્માનું પુરાતન દેવળ અને અંબાજીનું દેવળ છે, ત્યાં દરવરસે માહ શૂદિ પૂનમે મોટા મેળો ભરાય છે. **બરવાવ** એમાં શામગરાનું ધામ છે, ત્યાં દરવરસે ભાદરવા મહિનાના બીજા રવિવારે મેળો ભરાય છે. **જાદર** એમાં સુખેણુ મહાદેવનું દેવળ છે, ત્યાં દરવરસે ભાદરવા મહિનાના બીજા સોમવારે મેળો ભરાય છે. **ભવનાથ** એમાં ભવનેશ્વર મહાદેવનું દેવળ અને ભૃગુ રૂષીનો આશ્રમ છે. ત્યાં શ્રાવણ મહિનાના છેલ્લા સોમવારે મેળો ભરાય છે. **હેલવાડા** પાસે હરણાવ અને સાબરમતીના સંગમ ઉપર મહાદેવનું

દેવળ છે, ત્યાં દરવરસે ચૈત્રી પૂનમે ડુંગરી ભીલોનો મેળો ભરાય છે. ટીપઃ—ભાવનાથમાં એક કુંડ છે, એ કુંડનું પાણી પીએ, તેમાં નહાય અને તેમાંની માટી શરીરે ચોળે તો રગતપીત અને કોઢનો રોગ મટી જાય છે.

**જાત્રાનાં ઠેકાણાં**—શામળાજી અને ખેડબ્રહ્મા.

**નિકાસ માલ**—ઈમારતી લાકડું અને પત્થર.

**મુખ્ય નિપજ**—ઘઉં, મકાઈ, શેરડી, કપાસ, કઠોળ અને ઈમારતી લાકડું વગેરે.

**રાજ્ય રીતિ**—આખા સંસ્થાનનો વહિવટ કરવાને તેના સાત ભાગ ઠરાવ્યા છે. દરેક ભાગપર એક એક મામલતદાર છે, અને તે દરેકને ફોજદારીમાં પહેલાવર્ગના માજીસ્ટ્રેટનો તથા દીવાનીમાં રૂ.૨૦૦૦) સુધીના દાવા સાંભળવાનો અખત્યાર છે. બંદોબસ્ત માટે પોલીસ ખાતું છે. કુલ સત્તા મહારાજા સાહેબના સ્વાધીન છે.



## (૨) પોળો સંસ્થાન. (વિજયનગર).

અહીંના રાજ્યકર્તા રાઠોડ જાતના સૂર્યવંશી રજપુત છે, તેઓ **રાવ** કહેવાય છે, હાલના રાવ શ્રીપૃથીસિંહજી છે.

**સીમા**—ઉત્તરે અને પૂર્વે ઉદેપુરનું રાજ્ય, અને દક્ષિણે તથા પશ્ચિમે ઇડરનું રાજ્ય.

**પર્વત કે ડુંગર**—ઘઉંવો, માખણીઓ, કલારીઓ અને ભીમખેડીઓ વગેરે નાના ડુંગરો ઘણા છે.

**તળાવ**—ઘોડાદર, કણાદર, ભાંખરા અને કાલવણ. (એજ નામના ગામોમાં આવેલાં છે).

**નદીઓ**—હરણાવ, ઘોડાદરી, સરસવડી અને **હાથમતી** સિવાય નાની નદીઓ ઘણી છે.

**વસ્તી**—એમાં ઘણે ભાગે ડુંગરી ભીલોની વસ્તી છે, માત્ર ઘોડાદરમાં બ્રાહ્મણ, વાણીઆ વગેરેની વસ્તી છે. એમાં **૭૧** ગામ અને **૩૯૫૯** માણસની વસ્તી છે.

**કેળવણી**—એમાં મીશનરીઓના તાબાની ઘોડાદર અને સરસાઉ એ દરેકમાં એક એક મળીને **૨, છોકરાઓની નિશાળો** છે.

**મોટાં ગામ—ઘોડાદર** એ રાજધાનીનું ગામ છે, એમાં દરબાર, લાયબ્રેરી, અને દવાખાનું છે. એમાં ૧૦૨૯ માણુસની વસ્તી છે. **પોળો** એમાં સદેવંત સાવળીંગાનું મકાન અને પત્થરથી બાંધેલો મોટો કુંડ છે એ ઉપરથી જણાય છે કે તે આગળના વખતમાં મોટું શહેર હશે. એમાં ૧૬ માણુસની વસ્તી છે. સિવાય કણાદર, સરસાઉ અને ઝાલેટી વગેરે.

**મેળા—કણાદર** એમાં ફાગણ શુદિ ૧૧ (આંબળી અગીઆરસ). ના દિવસે ડુંગરી ભીલોનો મોટો મેળા ભરાય છે.

**નિકાસ માલ**—ઈમારતી લાકડું. (સાગ, વાંસ, સીસમ અને ખેર).

**નિપજ**—ઘઉં, મકાઇ, ચણા, તલ, ડોળો, મધ, મીણ, જીરૂં, અને ગુંદર વગેરે.

**આ સંસ્થાનના રાજ્યકર્તા કોઇને ખંડણી ભરતા નથી.**



## (૩) દાંતા સંસ્થાન.

અહીંના રાજ્યકર્તા પરમાર જાતના સૂર્યવંશી રજપૂત છે;

તેઓ **મહારાણા** કહેવાય છે, હાલના મહારાણા શ્રીજસવતસિંહજી છે.

**સીમા**—ઉત્તરે શિરોહી, પૂર્વે ઇડરનું રાજ્ય, દક્ષિણે ગાયકવાડનો મુલક, અને પશ્ચિમે પાલણપુર.

**પર્વત કે ડુંગર—આબુ, આરાસુર** સિવાય ચામુંડ, ધરસીઓ અને ગબ્બર વગેરે નાના ડુંગરો ઘણા છે.

**ખાણો**—આ સંસ્થાનના ડુંગરોમાંથી **આરસ પહાણ,** બીલોરી પત્થર, પારેવો પત્થર વગેરે ઘણી જાતના પત્થરો અને પોલાદ વગેરે ધાતુની ખાણો છે, પરન્તુ આરસ પહાણ સિવાય બાકીના ખનિજ પદાર્થો કહાડવામાં આવતા નથી.

**તળાવ—હુડાદનું તળાવ** એ મોટું છે. સિવાય નાનાં તળાવ ઘણાં છે.

**નદીઓ—સરસ્વતી, સાબરમતી,** અરજણાવ, સેઇ, અને કીડી સિવાય નાની નદીઓ ઘણી છે.

વસ્તી—એમાં દાંતા સિવાય બાકીના ભાગમાં ડુંગરી ભીલોની વસ્તી વધારે છે. એમાં **૧૬૮ ગામ** અને **૧૫૨૬૨ માણસની** વસ્તી છે.

**કેળવણી—દાંતા** અને **નવાવાસ** એ બે ગામોમાં એક એક છોકરાઓની નિશાળ, અને દાંતામાં એક **કન્યાશાળા** મળીને **૩ નિશાળો** છે.

**મોટાં ગામ—દાંતા** એ રાજધાનીનું ગામ છે, એમાં દરબાર, લાયબ્રેરી, પોસ્ટ ઓફીસ, દવાખાનું અને ધર્મશાળા છે. એમાં ૧૧૬૭ માણસની વસ્તી છે. **અંબા ભવાની** એમાં અંબાજીનું દેવળ, ધર્મશાળા અને પોસ્ટ ઓફીસ છે.

એમાં ૭૯૨ માણુસની વસ્તી છે. **કુંભારીઆ** એમાં વિમળશાએ બંધાવેલાં જોવા લાયક જૈન દહેરાં છે. એમાં ૨૦૬ માણુસની વસ્તી છે. **નાગેલ**—એ સરસ્વતી નદીના કિનારાપર નાનું ગામ છે. એનાં હવાપાણી સારાં હોવાથી ત્યાં પોલિટિકલ ઓફીસરોનો મુકામ થાય છે. એમાં ૧૯૭ માણુસની વસ્તી છે. સિવાય નવાવાસ, વીજલાસણુ અને હડાદ વગેરે.

**મેળા—અંબા ભવાની** એમાં આરાસુર પર્વત ઉપર અંબાજી માતાનું મોટું ધામ છે, ત્યાં દર વરસે ભાદરવા શુદિ પૂનમે અને ચૈત્રી પૂનમે મોટા મેળા ભરાય છે.

**જાત્રાનાં ઠેકાણાં—આબુ, અંબા ભવાની અને કુંભારીઆ.**

**નિકાસ માલ—આરસપહાણ,** કાથો અને ઇમારતી લાકડું.

નિપજ—ઘઉં, મકાઇ, ડાંગર, ચણા, શેરડી, તલ, સરસવ અને ધોળી મુશળી વગેરે.



## ( ૪ ) માલપુર સંસ્થાન.

અહીંના રાજ્ય કર્તા રાઠોડ જાતના સૂર્યવંશી રજપૂત છે, તેઓ **રાવળજી** કહેવાય છે. હાલના રાવળજી શ્રી દીપસિંહજી છે.

**સીમા**—ઉત્તરે અને પૂર્વે ઇડર રાજ્ય, દક્ષિણે મગોડી તાલુકો અને પશ્ચિમે ઇડર રાજ્ય તથા મોડાસા તાલુકો.

**તળાવ**—સાતેડાનું તળાવ.

**નદી**—વાત્રક.

**વસ્તી**—**એમાં ૧૦ ગામ અને ૮૦૬૫ માણસની** વસ્તી છે,

**કેળવણી**—માલપુર, ઉભરાણ અને સાતેડા એ ત્રણ ગામોમાં એક એક છોકરાઓની નિશાળ મળીને **૩ છોકરાઓની નિશાળો** છે.

**મોટાં ગામ**—**માલપુર** એ વાત્રક નદીના કિનારાપર રાજધાનીનું ગામ છે, એમાં દવાખાનું, પોસ્ટ ઓફીસ અને દરબાર છે. એમાં ૧૪૮૭ માણસની વસ્તી છે. સિવાય ઉભરાણ, સાતેડા અને અણીયોર વગેરે.

**નિકાસ માલ**—ઇમારતી લાકડું.

**નિપજ**—બાજરી, જુવાર, મકાઈ, કઠોળ, તલ, અને ડોળો વગેરે.

## રહેવર.

એ મુલક રહેવર જાતનાં રજપૂતોનો હોવાથી તેને રહેવર કહે છે.

**સીમા**—ઉત્તરે અને પૂર્વે ઇડરનું રાજ્ય, અને દક્ષિણે તથા પશ્ચિમે અમદાવાદ જીલ્લો.

**વિભાગો**—**મોહનપુર, રણાસણ, રૂપાલ, વડાગામ, દધાલીઆ અને બોલુંદરા.**

**જમીન**—ડુંગરાળ અને ઝાડોવાળી છે, કેટલાક ભાગની જમીન સપાટ પરન્તુ પત્થરાળી છે.

**ખાણો**—અડપોદરામાં **અબરખની.**

**નદીઓ**—**મેશ્વો, ખારી** અને **માજુમ.**

**વસ્તી**—એમાં બ્રાહ્મણ, વાણીઆ, રજપૂત, કણબી, અને કોળી લોકોની વસ્તી છે. એમાં **૧૨૨ ગામ** અને **૨૧૮૧૬ માણસની** વસ્તી છે.

**કેળવણી**—એમાં ૮ છોકરાઓની નિશાળો છે.

**મેળા**—અડપોદરાનો.

**પોસ્ટ**—મોહનપુર, સરડોઇ અને વડાગામ એ ગામોમાં એક એક પોસ્ટ ઓફીસ છે.

**નિકાસ માલ**—ઇમારતી લાકડું અને અબરખ.

**નિપજ**—ઘઉં, બાજરી, મકાઇ, કોદરા, કઠોળ, તલ, અને ડોળો વગેરે.



## ( ૧ ) મોહનપુર તાલુકો.

અહીંના રાજ્યકર્તા રેહેવર જાતના રજપૂત છે, તેઓ **ઠાકોર** કહેવાય છે, હાલના ઠાકોરશ્રી હિંમતસિંહજી છે.

**સીમા**—ઉત્તરે ઇડરનું રાજ્ય, પૂર્વે રણાસણ તાલુકો, અને દક્ષિણે તથા પશ્ચિમે પ્રાંતીજ તાલુકો.

**ખાણો**—અડપોદરાના ડુંગરમાં અબરખની ખાણો છે.

**નદી**—મેશ્વો.

**વસ્તી**—એમાં **૫૨, ગામ અને ૧૦૦૪૦ માણસની** વસ્તી છે.

**કેળવણી**—મોહનપુર, બાકરોલ, સરડોઇ અને અડપોદરા એ દરેક ગામમાં એક એક મળીને **૪ છોકરાઓની નિશાળો** છે.

**મોટાં ગામ**—**મોહનપુર** એ મેશ્વો નદીના કિનારાપર રાજગાદીનું ગામ છે, એમાં દરબાર, બગીચો, દવાખાનું અને પોસ્ટ ઓફીસ છે. એમાં ૮૦૨ માણસની વસ્તી છે. **સરડોઇ** એમાં પોસ્ટ ઓફીસ છે. એમાં ૧૨૯૬ માણસની વસ્તી છે. સિવાય બાકરોલ, અડપોદરા અને એરાડી વગેરે.

**મેળા—અડપોદરા** ગામના ડુંગર ઉપર ઝાલાનું સ્થાન છે, ત્યાં દરવરસે ભાદરવા મહિનાના બીજા રવિવારે મેળો ભરાય છે.

**નિકાસમાલ—ઈમારતી લાકડું.**

**નિપજ**—બાજરી, જુવાર, ઘઉં, મકાઇ, કોદરા કકોળ, તલ અને ડોળો વગેરે.



## સાબરકાંઠો.

એ મુલક સાબરમતી નદીના કાંઠે આવેલો હોવાથી, તેને સાબરકાંઠો કહે છે.

**સીમા**—ઉત્તરે ઇડર રાજ્ય અને ગાયકવાડનો મુલક, પૂર્વે ઇડર રાજ્ય અને અમદાવાદ જીલ્લો, દક્ષિણે બાવીસી જીલ્લો અને પશ્ચિમે ગાયકવાડનો મુલક.

**વિભાગો—માણસા, પેથાપુર, વરસોડા ઇલોલ, વકતાપુર, કડોલી, પ્રેમપુર, ખેડાવાડા, હરોલ, દેશરોટા, લીખી, હાપા અને તાજપુરી.**

**જમીન**—સપાટ અને રસાળ છે.

**તળાવ**—સ્કોટલેક.

**નદીઓ**—સાબરમતી અને હાથમતી.

**વસ્તી**—એમાં બ્રાહ્મણ, વાણીઆ, રજપૂત, કણબી, ભાવસાર, કોળી અને મુસલમાન લોકોની વસ્તી છે, એમાં **૫૮ ગામ** અને **૭૯૨૫૭** માણસની વસ્તી છે.

**કેળવણી**—એમાં ૧૮ છોકરાઓની નિશાળો, અને ૨ છોડીઓની નિશાળો મળીને **૨૦ નિશાળો** છે.

**મેળા**—સુખડીઆ મહાદેવનો અને કડોલી તાલુકામાં સાતેરા મહાદેવનો.

**પોસ્ટ—માણુસામાં** મોટી પોસ્ટ ઓફીસ છે. સિવાય પેથાપુર,વરસોડા, કલોલ અને વક્તાપુર એ ગામોમાં એક એક પોસ્ટ ઓફીસ છે.

**નિપજ**—બાજરી, જુવાર, ઘઉં, ચણા, તુવેર, તમાકુ અને રૂ વગેરે.



## ( ૧ ) માણુસા તાલુકો.

અહીંના રાજ્યકર્ત્તા ચાવડા જાતના રજપૂત છે, તેઓ **રાવળજી** કહેવાય છે, હાલના રાવળજી શ્રી તખ્તસિંહજી છે.

**સીમા**—એની ચારે દિશાએ ગાયકવાડ સરકારનો કડી પ્રાન્ત આવેલો છે.

**જમીન**—આ તાલુકાની જમીન સપાટ અને ફળદ્રુપ તથા કુવેતર છે.

**તળાવ**—રકોટલેક અને ભલાય.

**કેળવણી**—એમાં ૫ છોકરાઓની ૧ છોડીઓની (કન્યાશાળા) અને ૧ ઇંગ્રેજી સ્કૂલ મળીને **૭ નિશાળો** છે.

**મોટાં ગામ—માણુસા** એ રાજગાદીનું ગામ છે. એમાં દરબાર, લાયબ્રેરી, દવાખાનું અને પોસ્ટ ઑફીસ છે, એમાં ૯૫૩૦ માણુસની વસ્તી છે. સિવાય પુંજાપુરા, ઘોળાકુવા, બાપુપુરા અને ઇટાદરા વગેરે.

**જાણવા લાયક**—માણુસામાં મહામંદિર, સ્વામી નારાયણનું મંદિર, રાજમહેલ, જૈનદહેરૂ અને નાગર વાણીયાઓનાં કેટલાંક મકાન મુંબઇની ઢબનાં જોવા લાયક છે

**નિપજ**—બાજરી, જુવાર, ઘઉં, જવ, અને સર્વ જાતનું કઠોળ વગેરે અનાજ, તમાકુ, રૂ અને ભાજી પાલો.



## ( ૨ ) પેથાપુર તાલુકો.

અહીંના રાજ્ય કર્ત્તા વાઘેલા જાતના રજપૂત છે, તેઓ ઠાકોર કહેવાય છે, હાલના ઠાકોરશ્રી ફતેસિંહજી છે.

**સીમા**—એની ઉત્તરે અને પશ્ચિમે ગાયકવાડ સરકાર નો કલોલ તાલુકો; પૂર્વે દહેગામ પરગણું અને દક્ષિણે અમદાવાદ જીલ્લાનો દસક્રોઇ તાલુકો.

**નદીઓ—સાબરમતી.**

**વસ્તી**—એમાં **૩ ગામ** અને **૫૭૫૩ માણસની** વસ્તી છે.

**કેળવણી**—પેથાપુરમાં ૧ છોકરાઓની નિશાળ અને ૧ કન્યાશાળા મળીને **૨ નિશાળો** છે. સિવાય ૧ ખાનગી ઇંગ્રેજી સ્કૂલ અને **૧** જૈનશાળા છે.

**મોટાં ગામ—પેથાપુર** એ સાબરમતીનદીના કિનારા પર રાજગાદીનું ગામ છે, એમાં દરબાર પોસ્ટ ઑફીસ ધર્મશાળા, અને પાંજરાપોળ છે. એમાં ૫૩૧૬ માણસની વસ્તી છે.

**જાણવા લાયક**—પેથાપુરમાં સુબધિનાથનું જૈન દહેરૂં, રામજી મંદિર, સ્વામી નારાયણનું મંદિર, રાધાવલ્લભી મંદિર અને દરબાર વગેરે જોવા લાયક છે

ટીપ—જૈન દહેરાની ચારે બાજૂએ નાની નાની બાવન દેરીઓમાં ૫૨ જૈન તિર્થંકરોની મૂર્તિઓ છે.

**મેળા**—પેથાપુરની ઇશાનમાં સુખડીઆ માહાદેવનું દેવલ છે, ત્યાં દરવરસે શીવરાત્રી (માહ વદ ૧૪) ના દિવસે મેળો ભરાય છે

**નિકાસમાલ**—રંગાટીનું કાપડ, બંદૂકો, તલવારો, ભાલા અને જમૈયા વગેરે.

**નિપજ**—બાજરી, જુવાર અને કઠોળ.



## ( ૩ ) વરસોડા તાલુકો.

અહીંના રાજ્યકર્ત્તા ચાવડા જાતના રજપૂત છે, તેઓ ઠાકોર કહેવાય છે. હાલના ઠાકોરશ્રી સૂરજમલસિંહજી છે.

**સીમા**—ઉત્તર, દક્ષિણ અને પશ્ચિમ એ ત્રણ દિશાએ ગાયકવાડ સરકારનો કડી પ્રાન્ત તથા વીજાપુર પ્રગણું અને પૂર્વે પ્રાંતીજ તાલુકો.

**નદી—સાબરમતી.**

**વસ્તી**—એમાં **૫ ગામ** અને **૩૬૫૬ માણસની** વસ્તી છે.

**કેળવણી**—વરસોડા, દેલવાડ અને બદપુરા એ દરેક ગામમાં એક એક મળીને ૩ છોકરાઓની નિશાળો છે.

**મોટાં ગામ—વરસોડા** એ સાબરમતી નદીના કિનારાપર રાજગાદીનું ગામ છે, એમાં દરબાર, પોસ્ટ ઓફીસ અને ધર્મશાળા છે, એમાં ૧૯૯૧ માણસની વસ્તી છે.

**નિપજ**—બાજરી અને કઠોળ વગેરે.



## (૪) ઘલોલ તાલુકો.

અહીંના રજ્યકર્ત્તા મકવાણા છે, તેઓ ઠાકોર કહેવાય છે, હાલના ઠાકોર શ્રીવજેસિંહજી છે.

**સીમા**—ઉત્તરે અને પૂર્વે ઇડર રાજ્ય, દક્ષિણે ગાયકવાડ સરકારનો વીજાપુર તાલુકો અને પશ્ચિમે કડોલી તાલુકો.

**ખાણો**—કેટલાક ભાગમાં ખડી અને રમજીની ખાણો છે.

**વસ્તી**—એમાં ૫, ગામ અને ૨૮૦૬ માણસની વસ્તી છે.

**વહેળા**—ધાવડી નામે મોટો વહેળો છે.

**મોટાં ગામ**—લોદ્રા એ રાજગાદીનું ગામ છે, એમાં દરબાર, દવાખાનું, પોસ્ટ ઓફીસ, છોકરાઓની નિશાળ અને ધર્મશાળા છે. એમાં ૨૭૧૪ માણસની વસ્તી છે. સિવાય કાનટા, કનાઇ અને ગઢા વગેરે.

**નિપજ**—ઘઉં, ચણા, ડાંગર, જુવાર, કોદરા અને કકોળ વગેરે અનાજ કપાસ અને તલ.



## વાત્રકકાંઠો.

એ મુલક વાત્રક નદીના કાંઠે હોવાથી, તેને વાત્રકકાંઠો કહે છે.

**સીમા**—ઉત્તરે અમદાવાદ જીલ્લો, પૂર્વે ઇડરનું રાજ્ય અને રેવાકાંઠા, દક્ષિણે ખેડા જીલ્લો અને પશ્ચિમે બાવીસી જીલ્લો તથા દહેગામ પરગણું.

**વિભાગો—આંબલીઆરા, ઘોડાસર, સાઠંબા, પુનાદરા, ખડાલ, રમાંસ, ડાભા, ઝેર અને નિર્માલી.**

**જમીન**—સપાટ અને રસાળ છે.

**ખાણો—અકીકના પત્થર.**

**નદીઓ—વાત્રક અને માજુમ.**

**વસ્તી**—બ્રાહ્મણ, વાણીઆ, રજપુત, કણબી, કોળી અને મુસલમાન લોકોની છે, એમાં **૧૨૯ ગામ** અને **૨૮૧૮૧ માણસની વસ્તી છે.**

**કેળવણી**—એમાં ૧૦ છોકરાઓની અને ૨, છોડી-ઓની મળીને **૧૨** નિશાળો છે.

**મેળા**—ઉંટડીઆ મહાદેવ અને કેદારેશ્વર મહાદેવનો.

**પોસ્ટ**—આંબલીઆરા, નિર્માલી, ઘોડાસર અને હળદરવાસ એ દરેક ગામમાં એક એક પોસ્ટ ઓફીસ છે.

**નિકાસ માલ**—અકીકના પત્થર.

**નિપજ**—બાજરી, જુવાર, ઘઉં, ડાંગર, મરચાં વરીઆળી અને તમાકુ વગેરે.



## ( ૧ ) આંબલીઆરા તાલુકો.

અહીંના રાજ્યકર્ત્તા સમરગઢવા ચહુઆણ છે, તેઓ ઠાકોર કહેવાય છે, હાલના ઠાકોર શ્રીજાલમસિંહજી છે.

**સીમા**—એની ઉત્તરે પ્રાંતીજ તાલુકો, પૂર્વે રમાંસ તાલુકો, દક્ષિણે ગાયકવાડ સરકારનું દહેગામ પરગણું, અને પશ્ચિમે આતરસુંબા પરગણું.

**ખાણો**—આંબલીઆરામાંથી હલકી જાતના **અકીકના પત્થર** નીકળે છે.

**નદીઓ**—વાત્રક અને માજુમ.

**વસ્તી**—એમાં **૩૨ ગામ** અને **૭૨૭૭ માણસની** વસ્તી છે.

**કેળવણી**—આંબલીઆરા, લીંબ અને તેનપુર એ દરેક ગામમાં એક એક મળીને ૩ છોકરાઓની નિશાળો છે.

**મોટાં ગામ**—આંબલીઆરા એ માજુમ નદીના

કિનારાપર રાજગાદીનું ગામ છે, એમાં દરબાર, પોસ્ટ ઓ-ફીસ, દવાખાનું, લાયબ્રેરી અને ધર્મશાળા છે. એમાં ૧૪૭૦ માણસની વસ્તી છે. સિવાય લીંબ અને તેનપુર વગેરે.

**નિકાસ માલ**—અકીકના પત્થર.

**નિપજ**—ઘઉં, બાજરી, ડાંગર, ચણા, મઠ, અને મ-કાઈ વગેરે.



## ( ૨ ) ઘોડાસર તાલુકો.

અહીંના રાજ્યકર્ત્તા ડાભી છે, તેઓ **ઠાકોર** કહેવાય છે, હાલના ઠાકોર શ્રી દાદા સાહેબ છે.

**સીમા**—ઉત્તરે બાવીસી જીલ્લો, પૂર્વે અને દક્ષિણે ખેડા જીલ્લો, તથા પશ્ચિમે ગાયકવાડ સરકારનું દહેગામ પરગણું.

**નદી**—વાત્રક.

**વસ્તી**—**એમાં ૧૫ ગામ અને ૬૨૧૯ માણસની** વસ્તી છે.

**કેળવણી**—ઘોડાસરમાં ૧ છોકરાઓની નિશાળ, ૧ ક-ન્યાશાળા, અને હળદરવાસમાં ૧ છોકરાઓની નિશાળ તથા ૧ કન્યાશાળા મળીને ૪ નિશાળો છે.

**મોટાં ગામ**—**ઘોડાસર** એ વાત્રક નદીના કિનારાપર રાજગાદીનું ગામ છે, એમાં ઠાકોરનો દરબાર અને પોસ્ટ ઓફીસ છે. એમાં ૨૦૯૯ માણસની વસ્તી છે. **હળદર-વાસ**—એમાં પોસ્ટ ઓફીસ અને દવાખાનું છે. એમાં ૨૯૨૮ માણસની વસ્તી છે.

**મેળા**—ઘોડાસરમાં સકરમાતાનું દેવળ છે, ત્યાં દર

વરસે બાદરવા શુદિ તેરસના દિવસે મેળો ભરાય છે. **હળદરવાસમાં** ભૃગુરૂષિ અને પારાસરરૂષિના આશ્રમ છે, ત્યાં દર વરસે શીવરાત્રી ( માહ વદ, ૧૪ ) અને જન્માષ્ટમી ( શ્રાવણ વદ, ૮ ) ના દિવસે મેળો ભરાય છે.

**નીપજ**—બાજરી, જુવાર, બાવટો, કોદરા, કઠોળ, અને ડાંગર વગેરે અનાજ, કપાસ અને તલ વગેરે.

—

## બાવીસી.

એ મુલકમાં પ્રથમ બાવીસ મહેવાસી ગામ હતાં, તેથી તેને **બાવીસી** કહે છે.

**સીમા**—ઉત્તરે અમદાવાદ જીલ્લો, પૂર્વે વાત્રકકાંઠો, દક્ષિણે અમદાવાદ જીલ્લો અને પશ્ચિમે ગાયકવાડનો મુલક.

**વીભાગો**—વાસણા, મહીસા અને ડભોડા. વગેરે.

**જમીન**—સપાટ અને રસાળ છે. મહીસા વિભાગની જમીન કાળી ( ચીકાસવાળી ) અને ફળદ્રૂપ છે.

**તળાવ**—**મર્મસાગર** ( મહીસામાં ) એ સિવાય બીજાં નાનાં છે.

**નદીઓ**—સાબરમતી, ખારી અને મેશ્વો. સિવાય મહીસા વિભાગમાં **લુણી** તેનાપર કપરૂપર અને **મહોર** તેનાપર પોયડા.

**વસ્તી**—એમાં ઘણુંકરીને કોળી લોકોની વસ્તી વધારે છે, સિવાય બ્રાહ્મણ, વાણીઆ, કણબી, બાવસાર, રજપૂત અને મુસલમાન લોકોની વસ્તી છે, **એમાં ૯૮ ગામ** અને ૩૪૬૬૬ **માણુસની** વસ્તી છે.

**કેળવણી**—એમાં ૧૫ છોકરાઓની અને ૩ છોડીઓની મળીને **૧૮ નિશાળો** છે.

**મેળા—ડભોડામાં** ડભોડીઆ હનમાન છે, ત્યાં દરવ-રસે કાળી ચૌદસ (આસો વદ, ૧૪) ના દિવસે મોટો મે-ળો ભરાય છે.

**સાદરામાં**—જક્ષણી માતાનો.

**પોસ્ટ**—વાસણા, ડભોડા, મહીસા, અને રખીઆલ એ ચાર ગામોમાં પોસ્ટ ઓફીસો છે.

**રેલ્વે સ્ટેશન—ડભોડા** અને **રખીઆલ.** એ બે સ્ટેસનો સાથે તાર ઓફીસો પણ છે.

**નિપજ**—ઘઉં, જવ, જુવાર, બાજરી, કોદ્રા, ડાંગર, અને ચણા વગેરે અનાજ. તલ, એરંડા, કપાસ અને ત-માકુ વગેરે.

## ( ૧ ) વાસણા તાલુકો.

અહીંના રાજ્યકર્ત્તા રાઠોડ જાતના સૂર્યવંશી રજપૂત છે, તેઓ **ઠાકોર** કહેવાય છે, હાલના ઠાકોરશ્રી તખ્તસિંહજી છે.

**સીમા**—ઉત્તરે સાદરા છાવણી, અને બાકીની ત્રણે દિશાએ ગાયકવાડ સરકારનુ દહેગામ પરગણું.

**નદી—સાબરમતી.**

**વસ્તી**—એમાં **૪ ગામ** અને **૪૪૯૪ માણસની** વસ્તી છે.

**મોટાં ગામ—વાસણા** એ સાબરમતી નદીના કિના-રાપર રાજગાદીનું ગામ છે. એમાં દરબાર, પોસ્ટ ઓફીસ છોકરાઓની નિશાળ, ખાખ ચોકનાં મકાનો અને તે મ-

કાનો જોડે ધર્મશાળાઓ છે. એમાં ૨૨૪૪ માણુસની વસ્તી છે. **સાદરા** એ આ તાલુકામાં મોટું ગામ છે એમાં ૨૧૩૨ માણુસની વસ્તી છે.

**મેળા—સાદરામાં** સાબરમતી નદીના કિનારાપર જક્ષણી માતાનું દેવળ છે, ત્યાં દરવરસે ભાદરવા મહિનાના બીજા રવિવારે મોટો મેળો ભરાય છે.

**નીપજ**—બાજરી અને કઠોળ વગેરે.

## કટોસણ.

એ મુલકમાં કટોસણ ઠાકોર અને તેમના ભાયાતોના તાલુકા હોવાથી તેને **કટોસણજીલ્લો** કહે છે.

**સીમા**—એની ચારે દીશાંએ ગાયકવાડનો મુલક છે.

**વીભાગો—કટોસણ, સાન્થલ, મગુના, પાલજ દેલોલી, રાણીપુરા, રામપુરા, ઇજપુરા, મેમદપુરા, કસલપુરા, તેજપુરા, અને વીરસોડા.**

**જમીન**—સપાટ અને રસાળ છે.

**નદી—રૂપેણ** એ શિરોહીના ડુંગરમાંથી ઉત્પન્ન થઇ કટોસણ તાલુકાના નદાસા ગામ આગળવહી આગળ જતાં કચ્છના રણમાં સમાઇ જાય છે.

**વસ્તી**—બ્રાહ્મણ, વાણીઆ, કણબી અને કોળી લોકોની વસ્તી છે, એમાં **૨૯ ગામ** અને **૧૭૭૪૦ માણુસની** વસ્તી છે.

**કેળવણી**—એમાં ૫ છોકરાઓની નિશાળો છે.

**પોસ્ટ**—કટોસણ, જોટાણા અને સાન્થલ એ ગામોમાં એક એક પોસ્ટ ઑફીસ છે.

**રેલ્વે સ્ટેશન**—જોટાણા અને કટોસણરોડ.

**નિપજ**—ઘઉં, જવ, જુવાર, બાજરી, કોદરા, ડાંગર અને કઠોળ વગેરે અનાજ, કપાસ, સરસવ અને એરંડા વગેરે.



## ( ૧ ) કટોસણ તાલુકો.

અહીંના રાજ્યકર્ત્તા મકવાણા છે, તેઓ ઠાકોર કહેવાય છે, હાલના ઠાકોર શ્રી તખ્તસિંહજી છે.

**સીમા**—ઉત્તરે સાન્થલ, પૂર્વે જોટાણા, દક્ષિણે સુંવાળા અને પશ્ચિમે તેજપુરા.

**નદી**—રૂપેણ.

**વસ્તી**—એમાં ૬ ગામ અને ૫૫૧૦ માણસની વસ્તી છે.

**મોટાં ગામ**—**કટોસણ** એ રાજગાદીનું ગામ છે ( આ ગામ ભાગીલું છે અને તે કટોસણ થાણદારની હકુમતમાં છે ). એમાં દરબાર, છોકરાઓની નિશાળ અને પોસ્ટ ઓફીસ છે. એમાં ૧૧૬૧ માણસની વસ્તી છે. **ધનપુરા** એમાં દવાખાનું, બગીચો, નીલકંઠ મહાદેવ અને નૃસિંહજીનું મંદિર છે. **જોટાણા** એ મેસાણાથી વીરમગામ તરફ જ-

નારી રેલ્વેનું સ્ટેશન છે એમાં પોસ્ટઑફીસ, તારઑફીસ અને જૈન દહેરૂં તથા રામજી મંદિર છે. એમાં ૨૯૯૮ માણસની વસ્તી છે. સિવાય જાકાસણા, અને નદાસા વગેરે.

## એજન્સિમાં આવેલાં સંસ્થાનો અને તાલુકાઓની જાતવારી.

**રજપૂત ઠકોરો**—ઇડર, પોળો, દાંતા, માલપુર, માણસા, મોહનપુર, વરસોડા, પેથાપુર, રણાસણ, વલાસણા, વાસણા, સુદાસણા, રૂપાલ, દધાલીઆ, મગોડી, વડાગામ, અને ઓલુંદરા.

**કોળી ઠાકોરો**—આંબલીઆરા, ઘોડાસર, ઇલોલ, કટોસણ, સાઠંબા, દેરોલ, ખેડાવાડા, કડોલી, વકતાપુર, પ્રેમપુર, દેધરોટા, હાપા, તાજપુરી, લીખી, ગાબટ, સતલાસણા, બાલુસણા, હડોલ, ટીંબા, ઉંબરી, મોટા કોઠારણા, મગુના, તેજપુરા, વીરસોડા, દેલોલી, પાલજ, કસલપુરા, મેમદપુરા, ઇજપુરા રામપુરા અને રાણીપુરા.

**મોળી મુસલમાન ઠાકોરો**—પુનાદરા, ખડાલ, ડાભા અને રમાંસ.

## સંસ્થાનો અને તાલુકાઓના વર્ગની હકીકતઃ—

### વર્ગ ૧ લો.

| સંસ્થાન અને તાલુકાનાં નામ. | અખત્યાર. |
|---|---|
| ( ૧ ) ઇડર. | ફોજદારી અને દીવાનીમાં કુલ. |

### વર્ગ ૨ જો.

| સંસ્થાન અને તાલુકાનાં નામ. | અખત્યાર. |
|---|---|
| ( ૧ ) પોળો.<br>( ૨ ) દાંતા. | ફોજદારીમાં કુલ અને દિવાનીમાં રૂ. ૨૦૦૦૦) સુધીના દાવા સાંભળવાનો. |

### વર્ગ ૩ જો.

| સંસ્થાન અને તાલુકાનાં નામ. | અખત્યાર. |
|---|---|
| ( ૧ ) માલપુર.<br>( ૨ ) માણુસા.<br>( ૩ ) મોહનપુર. | ફોજદારીમાં બે વરસની કેદ અને રૂ. ૧૦૦૦) સુધી દંડની સજા કરવાનો તથા દીવાનીમાં રૂ. ૫૦૦૦ ) સુધીના દાવા સાંભળવાનો. |

### વર્ગ ૪ થો.

| સંસ્થાન અને તાલુકાનાં નામ. | | અખત્યાર. |
|---|---|---|
| ( ૧ ) વરસોડા.<br>( ૨ ) પેથાપુર.<br>( ૩ ) રણુસણ.<br>( ૪ ) પુનાદરા.<br>( ૫ ) ખડાલ. | ( ૬ ) ઘોડાસર.<br>( ૭ ) કટોસણ.<br>( ૮ ) ઇલોલ.<br>( ૯ ) આંબલીઆરા. | ફોજદારીમાં એક વરસની કેદ અને રૂ. ૫૦૦ સુધી દંડની સજા કરવાનો તથા દિવાનીમાં રૂ.૨૫૦૦) સુધીના દાવા સાંભળવાનો. |

| સંસ્થાન અને તાલુકાનાં નામ. | અખત્યાર. |
|---|---|

## વર્ગ ૫ મો.

| સંસ્થાન અને તાલુકાનાં નામ. | અખત્યાર. |
|---|---|
| (૧) વલાસણા. (૬) દધાલીઆ.<br>(૨) ડાભા. (૭) મગોડી.<br>(૩) વાસણા. (૮) વડાગામ.<br>(૪) સુદાસણા. (૯) સાઠંબા.<br>(૫) રૂપાલ. | ફોજદારીમાં ૭ મહિનાની કેદ અને રૂ. ૨૫૦ ) સુધી દંડની સજા કરવાનો તથા દીવાનીમાં રૂ. ૧૦૦ ) સુધીના દાવા સાંભળવાનો. |

## વર્ગ ૬ ઠો.

| સંસ્થાન અને તાલુકાનાં નામ. | અખત્યાર. |
|---|---|
| (૧) રમાંસ. (૮) દેધરોટા.<br>(૨) બોલુંદરા. (૯) તાજપુરી.<br>(૩) દેરોલ. (૧૦) હાપા.<br>(૪) ખેડાવાડા. (૧૧) સતલાસણ.<br>(૫) કડોલી. (૧૨) ભાલુસણા.<br>(૬) વકતાપુર. (૧૩) લીખા.<br>(૭) પ્રેમપુર. (૧૪) હડોલ. | ફોજદારીમાં ત્રણ મહિનાની કેદ અને રૂ. ૧૦૦ ) સુધી દંડની સજા કરવાનો તથા દીવાનીમાં રૂ. ૫૦૦) સુધીના દાવા સાંભળવાનો. |

## વર્ગ ૭ મો.

| સંસ્થાન અને તાલુકાનાં નામ. | અખત્યાર. |
|---|---|
| (૧) મગુના. (૮) ઇજપુરા.<br>(૨) તેજપુરા. (૯) રામપુરા.<br>(૩) વીરસોડા. (૧૦) રાણીપુરા.<br>(૪) પાલજ. (૧૧) ગાબટ.<br>(૫) દેલોલી. (૧૨) ટીંબા.<br>(૬) કસલપુરા. (૧૩) ઉંબરી.<br>(૭) મેમદપુરા. (૧૪) મોટાકોહારણા. | ફોજદારીમાં એક મહિનાની કેદ અને રૂ. ૫૦ ) સુધી દંડની સજા કરવાનો તથા દીવાનીમાં રૂ. ૨૫૦ ) સુધીના દાવા સાંભળવાનો. |

**અપવાદ**—પોલિટિકલ એજન્ટની પરવાનગી સિવાય બ્રિટિશ રૈયતનો ઇન્સાફ કરી શકતા નથી. પહેલા અને બીજા વર્ગવાળાને ખુનના મુકરદમામાં પોલિટિકલ એજન્ટની પરવાનગી લેવી પડે છે.

# નિશાળોવાળાં ગામની હકીકત.

## નાની મારવાડ.

| નિશાળવાળા ગામનું નામ. | ઘર. | વસ્તી |
|---|---|---|
| ઇડર | ૧૯૯૯ | ૭૦૮૫ |
| અમનગર | ૯૪૨ | ૩૨૦૦ |
| વડાલી | ૧૫૨૧ | ૪૬૧૧ |
| રાયગઢ | ૨૩૭ | ૭૭૮ |
| બાયડ | ૫૫૭ | ૧૮૫૩ |
| બડોલી | ૫૧૫ | ૧૮૫૪ |
| ચોઇલા | ૪૭૭ | ૧૮૬૪ |
| દેશોત્તર | ૩૭૮ | ૧૧૫૩ |
| કુકડી | ૩૪૩ | ૧૧૫૦ |
| સુવેર | ૩૧૨ | ૧૦૪૧ |
| ચીત્રોડા | ૩૮૫ | ૧૨૦૬ |
| ઉંટણી | ૨૦૫ | ૭૭૨ |
| ગાંઠીઓલ | ૨૨૭ | ૮૭૧ |
| ચોટાસણ | ૧૫૦ | ૪૯૯ |
| બીલોડા | ૪૦૭ | ૧૪૬૫ |
| વસાઇ | ૨૦૬ | ૭૮૨ |
| ખેડબ્રહ્મા | ૩૯૬ | ૧૧૯૪ |
| જલોદા | ૩૭૮ | ૧૧૪૧ |
| પોશીના | ૨૦૧ | ૮૫૨ |
| મુડેટી | ૩૬૧ | ૧૨૯૬ |
| જાદર | ૪૩૬ | ૧૫૦૨ |
| સાબળી | ૨૮૩ | ૯૭૪ |
| મેઢાસણ | ૩૫૬ | ૧૪૧૧ |
| એકલારા | ૨૦૧ | ૮૨૩ |
| હડીઓલ | ૩૧૩ | ૧૦૯૮ |
| દાવડ | ૪૧૩ | ૧૩૩૭ |

| નિશાળવાળાગામનુંનામ | ઘર. | વસ્તી. |
|---|---|---|
| અરોડ | ૨૭૮ | ૧૦૪૭ |
| વીરપુર | ૨૯૫ | ૯૫૯ |
| એરણા | ૨૯૯ | ૧૦૫૫ |
| મેઘરજ | ૩૪૯ | ૧૩૦૪ |
| ગાબટ | ૪૧૦ | ૧૫૫૬ |
| રડોદરા | ૨૫૦ | ૭૯૯ |
| શીણોલ | ૨૫૯ | ૮૨૫ |
| આકરૂંદ | ૨૦૩ | ૭૬૬ |
| ટીંટાઇ | ૬૪૫ | ૨૨૪૩ |
| ઇસરી | ૧૨૪ | ૪૬૭ |
| ચણીઆદકોકાપુર | ૧૫૫ | ૫૮૭ |
| શીકા | ૧૮૫ | ૬૧૬ |
| ધોડાદર | ૨૪૮ | ૧૦૨૯ |
| સરસાણિ | ૩૪ | ૧૬૩ |
| દાંતા | ૩૨૧ | ૧૧૬૭ |
| નવાવાસ | ૪ | ૯ |
| માલપુર | ૪૪૦ | ૧૪૮૩ |
| સાતેડ | ૨૧૯ | ૭૬૭ |
| ઉભરાણ | ૧૨૪ | ૫૨૫ |
| સતલાસણા | ૩૯૩ | ૧૪૫૨ |
| ભાલુસણા | ૨૨૦ | ૯૪૦ |
| ઉંબરી | ૨૫૬ | ૧૦૨૧ |
| સુદાસણા | ૩૫૦ | ૧૨૪૪ |
| વલાસણા | ૨૨૨ | ૬૯૪ |

**રહેવર.**

| નિશાળવાળાગામનુંનામ | ઘર. | વસ્તી. |
|---|---|---|
| મોહનપુર | ૨૭૩ | ૮૦૨ |
| સરડોઇ | ૩૬૮ | ૧૨૯૬ |
| અડપોદરા | ૨૩૪ | ૮૧૧ |
| રણાસણ | ૨૬૬ | ૮૦૯ |
| રૂપાલ | ૨૬૫ | ૧૦૧૮ |
| બાકરોલ | ૨૦૦ | ૭૦૪ |
| દધાલીઆ | ૩૯૪ | ૧૩૧૩ |

## સાબરકાંઠો.

| નિશાળવાળા ગામનું નામ. | ઘર. | વસ્તી. |
|---|---|---|
| વડાગામ | ૨૦૫ | ૮૫૫ |
| માણસા | ૨૨૮૮ | ૯૫૩૦ |
| ઇટાદરા | ૪૮૧ | ૨૧૯૩ |
| પુંજાપુરા | ૨૬૨ | ૧૧૧૧ |
| ચેળાકુવા | ૯૮ | ૪૨૪ |
| બાપુપુરા | ૧૩૩ | ૬૪૧ |
| વરસોડા | ૫૩૫ | ૧૯૯૧ |
| દેલવાડ | ૧૮૪ | ૬૬૯ |
| બાદપુરા | ૨૦૩ | ૮૪૯ |
| ગેથાપુર | ૧૫૭૩ | ૫૬૧૬ |
| ઇલોલ | ૭૫૮ | ૨૭૧૪ |
| કડોલી | ૨૧૦ | ૬૩૯ |
| પ્રેમપુર | ૧૯૯ | ૬૯૫ |
| ખેડાવાડા | ૧૫[illegible] | ૫૪૬ |
| દેરોલ | ૪૧૭ | ૮૨૮ |
| દેધરોટા | ૧૫૮ | ૬૫૩ |
| વકતાપુર | ૨૬૧ | ૮૯૨ |
| તાજપુરી | ૨૨૭ | ૭૬૬ |

## વાત્રકકાંઠો.

| નિશાળવાળા ગામનું નામ. | ઘર. | વસ્તી. |
|---|---|---|
| આંબલીઆરા | ૩૮૩ | ૧૪૭૪ |
| ઘોડાસર | ૬૦૪ | ૨૨૯૯ |
| સાઠંબા | ૪૦૫ | ૧૪૮૮ |
| પુનાદરા | ૧૫૭ | ૬૨૨ |
| ખડાલ | ૩૬૦ | ૧૨૯૦ |
| લીંબ | ૨૨૩ | ૮૮૦ |
| તેનપુર | ૧૮૧ | ૭૪૪ |
| હળદરવાસ | ૭૬૦ | ૨૯૨૮ |
| નિર્માલી | ૩૦૪ | ૧૨૬૪ |
| ઝેર | ૨૩૭ | ૯૯૦ |

## બાવીસી.

| નિશાળવાળા ગામનું નામ. | ઘર. | વસ્તી. |
|---|---|---|
| વાસણા | ૫૮૯ | ૨૨૪૯ |
| મહીસા | ૫૦૩ | ૧૬૪૬ |
| ડભોડા | ૭૫૦ | ૨૮૦૨ |
| વડોદરા | ૪૮૩ | ૧૮૬૮ |
| કપરૂપુર | ૧૫૭ | ૬૦૪ |
| કુડજોદરા | ૧૮૦ | ૬૨૭ |
| ખાનપુર | ૩૩૦ | ૧૨૩૬ |
| રખીઆલ | ૩૨૫ | ૧૧૫૨ |
| અંગુથલા | ૩૨ | ૧૦૪ |
| હરસોલી | ૨૭૪ | ૧૧૦૯ |
| હરખજીના મુવાડા | ૩૨૫ | ૧૧૭૩ |
| પાલુંદરા | ૨૯૦ | ૧૦૮૮ |
| બારમુઆડા | ૭૮૮ | ૨૮૧૧ |
| સાદરાગામ અને છાવણી | ૧૧૧૮ | ૩૮૧૫ |

## કટોસણ.

| | | |
|---|---|---|
| જોટાણા | ૯૭૦ | ૨૯૯૮ |
| સાન્થલ | ૪૫૭ | ૧૬૯૨ |
| કટોસણ | ૨૯૯ | ૧૧૬૧ |
| મગુના | ૩૯૫ | ૧૫૭૨ |
| પાલજ | ૧૯૫ | ૭૫૦ |



